શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રંથમાલા. ગ્રંથાંક [ ૩૯ ].




# પ્રતિજ્ઞા પાલન.

કર્તા

યોગનિષ્ઠ, શાસ્ત્રવિશારદ,

**જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી**

વિવેચનકાર,

શાહ નેમિચંદ ઘટાભાઈ માસ્તર.

પ્રકાશક

અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી

શાહ. લલ્લુભાઈ કરમચંદ

ચંપાગલી—મુંબઈ.

# નિવેદન



આ ગ્રથમાલાના ૩૮ મા મણકા રૂપે આજે ‘ પ્રતિજ્ઞા પાલન ’ નામનો લઘુ પણ અતિ ઉપયોગી ગ્રથ દ્રષ્ટિપથમા આવે છે, તે પરિપૂર્ણ વાચી મનન કરી સર્વ કોઇ વાચકવર્ગ આનદિત થશે, અને પોતાના કાર્યમા આગળ વધશે તો અવશ્ય હિતકર્ત્તા નીવડશે, એમ આશા છે આ મૂળ ગ્રથ ૭૨ કાવ્યરૂપે શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરે નિર્માણ કર્યો છે, અને તેના ઉપર વિવેચન શાહ નેમચદ ઘટાભાઇ માસ્તરે લખ્યુ છે શ્રીમદ્‌ના ગ્રન્થો ઉપર આ રીતે અનેક વ્યક્તિઓ વિવેચન કરવા પ્રેરાય તે ઇચ્છવા યોગ્ય છે તેમા પણ શિક્ષણ આપતી સ્કુલોમા ચલાવવા યોગ્ય અને ઇનામોમા આપવા યોગ્ય-ગુણ શિક્ષણ સબધી અત્યત ઉપયોગી એવા ‘ સાબરમતી કાવ્ય ’ તથા આ ‘ પ્રતિજ્ઞા પાલન ’ ગ્રથોના વિવેચનો આવકારદાયક સાથે હીતકર થઇ પડશે એમ માનીએ છીએ

કાગળો વગેરેની અત્યત મોઘવારીએ આ પુસ્તકની કીંમત ઇચ્છા પ્રમાણે ઓછી રખાઇ નથી તો પણ પડતર કીંમત કરતા ઓછી રાખી છે તે ગણત્રી કરવાવાળા સજ્જનો સમજી શકે તેમ છે

વિશેષ નહિ લખતા સર્વ કોઇને આ ગ્રથ સાદ્યત વાચી જવા પુન ભલામણ કરવામા આવે છે

સ ૧૯૭૩ ફા ગુ.કૃષ્ણ ચતુર્થી } ચપાગલી—મુબઇ } નિવેદક અધ્યાત્મજ્ઞાનપ્રસારક મડળ

# પ્રસ્તાવના



સ ૧૯૭૧ ની સાલમા ગુરૂ મહારાજ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીએ પેથાપુરના સઘના અત્યાગ્રહથી પેથાપુરમા ચોમાસુ કર્યું, ત્યારે આસો માસમા મારા મિત્ર રતિલાલ મગનલાલ સહિત હુ ગુરૂશ્રીના દર્શનાર્થે પેથાપુર ગયો, ગુરૂશ્રીના ઉપદેશામૃતનુ પાન કરીને અનેક અનુભવને પ્રાપ્ત કર્યા હતા ગુરૂશ્રીની આજ્ઞાથી તેમની ખાનગી નોધણુક જોવાનો પ્રસગ પ્રાપ્ત થયો તેમની નોધણુકમા પ્રતિજ્ઞાપાલન સબધી ૭૨ બહોત્તેર કવ્વાલિયો હૃદયોદ્ગારરૂપે લખેલી હતી તે વાચવામા આવી અને તેના પર વિવેચન કરવાની ઇચ્છા થઇ તે બાબત ગુરૂશ્રીને જણાવવામા આવી ગુરૂશ્રીએ તે બાબતની અનુમતિ આપી, તેથી યથામતિ યથાશક્તિના અનુસારે પ્રતિજ્ઞાપાલન પર વિવેચન કરવાની પ્રવૃત્તિ થઇ અને તે પૂર્ણ કરાઇ

મનુષ્ય તરીકે ગણાવવા માટે પ્રતિજ્ઞા પાળવાની મુખ્ય જરૂર છે પ્રતિજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ કર્યા વિના મનુષ્યત્વ પ્રાપ્ત થતુ નથી તો ધર્મી તરીકે ગણાવવાનો દાવો તો કયાથી કરી શકાય ? પ્રતિજ્ઞાપાલન પ્રવૃત્તિથી અનેક ગુણોની પ્રાપ્તિ થાય છે અને તેથી પ્રતિજ્ઞા પાળવાની અત્યત જરૂર છે પ્રતિજ્ઞા પાળવા માટે અર્થાત્ આપેલુ વચન પાળવા માટે વિક્રમ રાજાએ અને હરિબળ માચ્છીએ પ્રાણાર્પણ કરવામા ન્યૂનતા નેની નહોતી રાજ્યવ્યવહારમા, રાજ્યશાસનમા, અને આજીવિકા વ્યવહારમા, પ્રતિજ્ઞા પાળ્યા વિના કદિ ચાલી શકે તેમ નથી બાલ્યાવસ્થાથી પ્રતિજ્ઞાપાલન ગુણને સ્વિકારતિ મનુષ્યો આચારમા મૂકે તો તેઓ વિશ્વને સ્વર્ગમય કરી શકે અને વિશ્વમા સર્વ પ્રકારની ઉન્નતિ કરી શકે

ધર્મવ્યવહારમા પ્રતિજ્ઞાપાલન વિના કદિ ચાલી શકે તેમ નથી જેની પ્રતિજ્ઞાનુ ઠેકાણુ નથી તેના ધર્મનુ ઠેકાણુ નથી, માટે પ્રતિજ્ઞાપાલન શક્તિવાળો મનુષ્ય ધર્મી બનવાને અધિકારી બની શકે છે પ્રતિજ્ઞા પાળવા માટે પ્રતિજ્ઞાપાલન વિચારોને લેખો દ્વારા, પુસ્તકો

દ્વારા, પ્રકાશિત કરવાની અત્યંત જરૂર છે સર્વ ગુણોને હૃદયમાં આવવાનું સ્થાન ખરેખર પ્રતિજ્ઞાપાલન ગુણ છે, માટે પ્રતિજ્ઞાપાલન ગુણને સર્વથી પહેલા આચારમાં મૂકવાની જરૂર છે પ્રતિજ્ઞાપાલન ગુણ સમાન કોઇ ધર્મ નથી ટીલાં, ટપકા, લાખો કરવામાં આવે અને વચન બોલીને અથવા કોલ આપીને તેનો ભંગ કરવામાં આવે, તે તેથી કંઇ આત્મોન્નતિ, ધર્મોન્નતિ થઇ શકતી નથી જે મનુષ્ય આ વિશ્વમાં પ્રમાણિક રહેવા ધારે છે, તેણે પ્રથમ પ્રતિજ્ઞા પાળવા કટિબદ્ધ થવું જોઇએ જે પોતાના વચનની-બોલની કિંમત કરી શકતો નથી તે વિશ્વમાં પોતાના આત્માની કિંમત કરાવી શકતો નથી પોતાના વચન માટે જેને મહત્તા નથી તેને પોતાની જાત માટે મહત્ત નથી એમ કથવામાં અતિશયોક્તિ નથી દરેક મનુષ્યે પોતાના બોલ પ્રમાણે વર્તીને અને દુ:ખો સહન કરીને પ્રતિજ્ઞા પાળવી જોઇએ અને પ્રામાણિક બનવું જોઇએ

સર્વ પ્રકારની કેળવણી પૂર્વે અને સર્વ પ્રકારની ડીગ્રીઓ પ્રાપ્ત કરવાની પૂર્વે પ્રતિજ્ઞા પાલન ગુણને સિદ્ધ કરવો જોઇએ 'બહુ બોલે તે બાંદો' એ કહેવતનો અનુભવ કરીને મૌની બની પ્રતિજ્ઞા પ્રમાણે પ્રવર્તવું જોઇએ પ્રતિજ્ઞાપાલન ગુણ વિશિષ્ટ પુસ્તકો વાંચવા માત્રથી વા સાંભળવા માત્રથી કંઇ વળતું નથી ગમે તે રીતે જ્યારે પ્રતિજ્ઞા પ્રમાણે વર્તવામાં આવે છે, ત્યારે આત્માની ઉન્નતિનું દ્વાર ખુલ્લું કરી શકાય છે માટે સજ્જનોએ પ્રતિજ્ઞા પાળવા માટે તૈયાર રહેવું જોઇએ પ્રતિજ્ઞા પાલન સંબંધી જેટલું વિવેચન કરવામાં આવે તેટલું ન્યૂન છે પ્રતિજ્ઞાપાલનનું વિવેચન કરવામાં પ્રથમાભ્યાસ હોવાથી વાક્યદોષ, શબ્દદોષ આદિ જે જે દોષો થયા હોય તેને સજ્જનો સુધારશે દ્વિતીયાવૃત્તિમાં તત્સંબંધી સુધારો કરવામાં આવશે મુફ સુધારવા માટે ગુરૂમહારાજે જે સાહાય્ય આપી છે, તથા પ્રતિજ્ઞા પાલનનું વિવેચન કરવા માટે ઉદારતા દર્શાવી પ્રેરણા કરી છે તે માટે તેમના અનેક ઉપકારનું સ્મરણ કરૂં છું ઇત્યેવ ૐશાન્તિ ૐ શુદ્ધ

અમદાવાદ
ઝવેરીવાડો-નિશાપોળ
સં ૧૯૬૩ ફાલ્ગુન કૃષ્ણચતુર્થી } શા નેમિચંદ ઘટાભાઇ માસ્તર.

ॐ श्री गुरुभ्यो नमः

# प्रतिज्ञा पालन.



सद्गुरुं नमस्कृत्य, प्रतिज्ञापालकं शुभम् ।
प्रतिज्ञाकाव्यग्रन्थस्य, विवृतिः क्रियते मया ॥

करीने काल वोलीथी, कर्युं स्वार्पण प्रतिज्ञाथी,
अहंताध्यासने छोडी, प्रतिज्ञा पाळ हिम्मतथी—१

વિવેચન-વચનથી કોલ ( પ્રતિજ્ઞા ) કરીને જો ત્હેં સ્વાર્પણ પ્રતિજ્ઞાથી કર્યું હોય તો, હે આત્મન્ ! સર્વ પ્રકારના અહંતાધ્યાસનો ત્યાગ કરી હિમ્મતથી અર્થાત્ ધૈર્યથી પ્રતિજ્ઞા પાળ પ્રતિજ્ઞા પાલન દશાને કદાપિ ભૂલી શકાય તેમ નથી સદ્ગુરૂ સ્વશિષ્યને સંબોધી નિર્દેશે છે કે-હે આત્મન્ ! ત્હારે ઉત્તમોત્તમ જીવન પ્રાપ્ત કરવુ હોય તો જે જે પ્રતિજ્ઞાઓ ત્હેં હસતા પણ કરી હોય તે તે સર્વ સ્વાર્પણ કરીને હિમ્મતથી પાળ

प्रतिज्ञाया' समो धर्मो, न भूतो न भविष्यति ।
प्रतिज्ञापालनेनैव, मृतोऽपि भुवि जीवति ॥

श्रीमद् बुद्धिसागरसूरि

ગમે તેવો પ્રતિજ્ઞાપાળક મનુષ્ય વીર ધીર પ્રભુ થવાને સમર્થ થાય છે, અકલંક અને નિષ્કલંક દેવનું ચરિત્ર ખરેખર પ્રતિજ્ઞા પાલનની આવશ્યકતા માટે વિદ્યુદ્ વેગે હૃદયમા અમર કરે છે અકલંક અને નિ કલંકસાધુએ સાધુ દશામા તત્ત્વાર્થ સૂત્ર પર ટીકા રચી છે તે બન્નેએ બાલ્યાવસ્થામા સાધુ થવા માટે જે વચનો કહ્યા હતા

તે મોટી ઉમ્મર થતા સાધુ અવસ્થા અંગીકાર કરી સિદ્ધ કર્યા હત શુ કોઇપણ ભારતવર્ષીય પ્રૌઢપ્રતાપનિધિ ક્ષત્રિય સિસોદીયા કુલદીપ છત્રપતિ શિવાજી મહારાજથી અજાણ્યુ હશે ? મહારાજે મોગ શહેનશાહતના અતિત્રાસથી પ્રજાને મુક્ત કરવી એવી ગઢ પ્રતિજ્ઞા બાલ્યાવસ્થામા સ્વહૃદયમા કરી હતી સર્વ હિંદીઓ ગમ્ર ઔરંગઝેબના અત્યાચારી અમલ ની ધુંસરીને વળગે નહિ મહારાજનો મહાન્ ઉદ્દેશ હતો એ કાર્યમા શું તેઓશ્રીએ પ્રતિ તાઓ નહોતી ભોગવી ? તેઓ પોતાના કાર્યમા ફતેહમંદ થ હતા તેઓએ સમ્રાટ્ અકબરે રોપેલો મીઠો યવન દંડ ઔરંગઝેબ વખતમા વાળવાને શક્તિમાન્ થયા હતા, એટલુજ નહિ ચૂર્ણ કરવાને ભાગ્યશાળી થયા હતા—

કવિરાજ ભૂષણજી કહે છે —

"પીરા પેગંબરા દિગંબરા દિખાઇ દેત,
સિદ્ધકી સિદ્ધાઇ ગઇ બહુતપૂર મબકી,
કાસિ હુંતે કલા ગઇ મથુરા મસીદ ભઇ,
શિવાજી ન હોતો તો સુનત હોત સબકી

મહારાજનુ ચરિત્ર વાચવાથી તેમજ તેનો નિ ય પાઠ કરવાથી ઉપરોક્ત ઉત્તમ તત્ત્વના આલેખનની અસર, મનુષ્યના હૃદય ઉપર ઉત્તમ પ્રકારે થાય છે જેઓને સ્વબુદ્ધિબળ ઉપર અને કર્તવ્ય ઉપર સંપૂર્ણ વિશ્વાસ નથી, તેઓના હાથે કોઇ પણ મહત્વના કાર્યો થતા નથી, મહારાજમા ઉપરોક્ત ગુણ જેમ શશીમા શીતતા રહેલી છે તેમ કુદરતિ રીતે રહેલો હતો, અને તેથીજ અતિ ઉ કૃષ્ટ, સાધારણ જનસમાજના વિચારની મર્યાદા બહાર, લીધેલી મહા પ્રતિજ્ઞા પાળવાનો ઉદ્દેશ તેમનામા રહેલો હતો તેઓ ક્ષણભર પણ અસ્થિર દેહનો વિચાર કર્યા વગર પ્રતિજ્ઞા પાળવાને ઉત્સુક રહેતા એટલુજ નહિ પણ, કર્તવ્યપરાયણતાથી સિદ્ધ કરી બતાવતા હતા તેઓ સ્વબાહુ ઉપરજ રણક્ષેત્રમા ઝઝુમતા હતા અન્ય પુરુષ સ્વપ્રતિજ્ઞાનો

મેક અશ સાધે છે, એવી આજના અર્ધદગ્ધ મનુષ્યો માફક તસ્દી લેવાની હિમ્મત સરખી પણ રાખવી નહિ !

જો હે આત્મન્ !!! કોઇ પણ બાબતની પ્રતિજ્ઞા કરી સર્વ સ્વાર્પણ કર્યું હોય તો તેથી પશ્ચાત્ ભયાદિ વાસનાથી પાછો ફરીશ નહિ ' प्रतिज्ञा पाळ हिम्मतथी " ખરેખર હિમ્મતથી પ્રતિજ્ઞા પાળ !!! એમ ગુરૂજી જણાવે છે, તેમા અપૂર્વ રહસ્ય સમાયલુ છે હિમ્મત, શૌર્ય, બુદ્ધિકળા, વિજ્ઞાન, સમર્પણ, વિના પ્રતિજ્ઞાનુ કદાપિ પ્રતિપાલન થતુ નથી–કાયર મનુષ્ય કદાપિ પ્રતિજ્ઞા પાળી શકતો નથી, કાયર મનુષ્યને ભય તેમજ વહેમ ઘણો હોય છે, કાયર મનુષ્યને પ્રાણ ઘણા વ્હાલા હોય છે, તેથી તે જે જે મુખથી પ્રતિજ્ઞા કરે છે, તેની અપૂર્ણતામાજ સ્વજીવન વહે છે હિમ્મતથી સ્વાર્પણ દશા પ્રકટાવવાની યોગ્યતા આવ્યાથી જે જે પ્રતિજ્ઞાઓ કરવામા આવે છે તેઓનુ પાલન કરી શકાય છે **'હિમ્મતની કિમત નહિ જગમા'** એ વાક્યમા લખેલી હિમ્મતની દશા પ્રાપ્ત થાય છે, ત્યારે પ્રતિજ્ઞા પાળી શકાય છે શરીર, મન, વાણી, યશ, કીર્તિ ધનાદિ સર્વ પ્રિય વસ્તુઓ કરતા પ્રતિજ્ઞાની પ્રિયતા વિશેષત સમજાય છે, ત્યારે પ્રતિજ્ઞા પાળવામા હિમત ગુણને ખીલવી શકાય છે જ્યા સુધી પ્રતિજ્ઞાપાલન ગુણની મહત્તા, ઉપયોગિતા સમજવામા આવતી નથી ત્યા સુધી પ્રતિજ્ઞા પાલનમા હિમતને પ્રગટાવી શકાતી નથી પ્રતિજ્ઞાપાલન કરવામા હિમ્મત વિના નપુસક, બાયલા જેવી દશા પ્રાપ્ત થઈ શકે છે, માટે કોઇ જાતની પ્રતિજ્ઞા કરતા પૂર્વે હિમ્મત, ધૈર્ય શક્તિ ખીલવવા પર વિશેષ લક્ષ્ય દેવાની જરૂર છે નિર્ભયતા પ્રાપ્ત કર્યા વિના ખરી હિમત પ્રગટી શકતી નથી માટે નિર્ભયતા પ્રાપ્ત કરી હિમતને ખીલવી પ્રતિજ્ઞા પાળવામા આત્મભોગ આપવો જોઇએ

જૈન સમાજના ચરમ તીર્થંકર મહાવીરની અદ્ભૂત પ્રતિજ્ઞા પાલન શક્તિ નિહાળવાની જરૂર છે શ્રીમહાવીરે, માતાના ઉદરમાજ માતાને વેદના ન થાય માટે હાલ્યા ચાલ્યા વગર શરીરને સંકોચી રાખ્યુ પુત્રવત્સલ માતાને આથી ઘણુ દુખ ઉત્પન્ન થયુ અને

વિચાર કરવા લાગી, શું મારો ગર્ભ મૃત્યુને વશ થયો ? વા કોઇ દેવે તેનું હરણ કર્યું ગર્ભનું પતન થયું એવા વિચારોથી માતા શોકાગ્નિમાં દુખી થઇ શ્રી મહાવીરે અવધિજ્ઞાનના ઉપયોગથી સર્વ જાણ્યું અને ગર્ભમાજ પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી માતાપિતાનું જીવન હોય ત્યાં સુધી સન્યસ્ત ગ્રહણ કરવું નહિ પુત્રો તો આવાજ જોઇએ કે જેઓ માતાના દુઃખને જાણી તેનું નિવારણ કરવા ઉત્કૃષ્ટ પ્રતિજ્ઞાઓનું પાલન કરવા તત્પર થાય છે આજકાલના ઇંગ્લીશ ભાષાથી અર્ધદગ્ધ થએલા કેટલાક પુત્રો માતા પિતાને તુચ્છ સમાન માને છે ' પિતૃદેવો ભવ માતૃદેવો ભવ ' એવા લાબા લાબા ભાષણ કરે છે કિંતુ પ્રતિજ્ઞા પાલન શક્તિને તો વેગળે મૂકીનેજ વાર્તાલાપ કરે છે તેઓને તો ફક્ત મુખો ચ્ચારણની પદ્ધતિનુંજ અવલંબન મોક્ષની નિસરણી તુલ્ય જણાય છે, પરંતુ કર્તવ્યમા તો મીંડાં જેવાજ હોય છે કાર્ય કરવાનું આવ્યું કે જાણે મૃત્યુ આવ્યું આવા વાગ્જાળો આજના કેટલાક સુધરેલા તરીકે ગણાતા પુત્રોમા મુખ્યત્વે કરીને દૃશ્યમાન થાય છે

ભારત માતા ! તારા સંતાનો ક્યારે શ્રીમહાવીરની માફક પિતૃવત્સલ, માતૃવત્સલ, થવાને ભાગ્યશાળી થશે ? દેવિ ! તારા સંતાનોમા મહાવીરની અચળ પ્રતિજ્ઞા, હૃદયપટપર સોનેરી અક્ષરે સદાને માટે લખાયેલી હોવી જોઇએ ખરેખર વીરપુરૂષો લીધેલી પ્રતિજ્ઞાપાલન માજ મહત્તા ધરાવે છે, અને પ્રતિજ્ઞા કદાપિ પણ છોડતા નથી

अद्यापि नोज्झति हर' किल कालकूटं
कूर्मो बिभर्ति धरणीं खलु पृष्ठभागे ।
अम्भोनिधिर्वहति दुर्वहवाडवाग्नि–
मङ्गीकृत सुकृतिन परिपालयन्ति ॥

શિવે જે કાલકૂટ નામનું ઝેર પીધુ છે તેને હજી સુધી તે ત્યજી દેતા નથી કૂર્માવતારમા વિષ્ણુએ આ પૃથ્વીને કાચબાનું રૂપ ધારણ કરીને પોતાની પીઠ ઉપર ધારણ કરી છે તે કાચબો પૃથ્વીના ભારને ફેંકી દેતો નથી સમુદ્ર વાડવાગ્નિને વહન કરે છે આ ઉપરથી એટલું

મજવાનુ છે કે સત્પુરૂષો જે કાર્ય માથે લે છે તેને કદાપિ ત્યજતા થી પ્રતિજ્ઞા પાળવી તેજ ખરેખર સત્ય છે

प्रतिज्ञा वीरनी शोभा, प्रतिज्ञा कीर्तिनु ल्हाणु
प्रतिज्ञा स्वर्गनी कुची, प्रतिज्ञा प्राणनी मूर्ति–२

ावार्थ—

वीरशोभा प्रतिज्ञैव, नान्यत् किंचिद् विचारय ।
प्रतिज्ञाभ्रष्टलोकस्य, जीवन तत्तु दूषणम् ॥ १ ॥
यशःकीर्तिप्रसादोऽहि, प्रतिज्ञापालनाद्भवेत् ।
कुंचिका स्वर्गद्वारस्य, प्रतिज्ञैव विभावय ॥ २ ॥
प्राणमूर्ति प्रतिज्ञैव, सर्वधर्मस्य जीवनम् ।
जानाति तद्रहस्य यः, सैष साधुर्महीतले ॥ ३ ॥

श्रीबुद्धिसागरसूरि

ગમે તેવો વીર મનુષ્ય ગણાતો હોય પરતુ પ્રતિજ્ઞાપાલન ગુણ વિના તે વીરની શોભાને લાયક નથી પ્રતિજ્ઞા પાલનમાજ વીરની શોભા છે નામવીર, સ્થાપનાવીર અને દ્રવ્ય વીર કરતા પ્રતિજ્ઞાપાલન કરનાર વીરની ઓર પ્રકારની શોભા છે જ્યા સુધી પ્રતિજ્ઞાપાલનત્વ પ્રાપ્ત થયુ નથી, ત્યા સુધી મનુષ્ય તરીકે વિશ્વમા ગણાવુ તે અયોગ્ય ઠરે છે બધુઓ! ઓ ભારતવાસીઓ !!! જો તમારે કર્મવીર, ધર્મવીર, બનવુ હોય તો લીધેલી પ્રતિજ્ઞાનુ પાલન કરો પ્રતિજ્ઞા દેવીનુ આરાધન તન, મન અને ધનથી સતત આદરી, તેની પ્રસન્નતા પ્રાપ્ત કરો પ્રતિજ્ઞાદેવીને પ્રસન્ન કરવા આત્મભોગ આપો મૃત્યુનો ડર સદાને માટે તમારાથી વિમુખ રાખો 'પ્રતિજ્ઞાના ધ્યાનમાજ બસ મગ્ન થાઓ–સ્વપ્રતિજ્ઞાની સિદ્ધિમાજ એકતા જોડી દો–લીન થઇ જાઓ–પ્રતિજ્ઞા પાળતા આ જગત્મા છતા કોઇ દૈવી વિશ્વમાજ છો અને દૈવી શક્તિયોજ તમારે આધીન છે,

એવી સદ્ભાવના હૃદયના કેન્દ્રમા સ્થાપિત કરો મહાન્ વીર ઇગ્લીશ યોદ્ધા નેલ્શનનુ નાવિક સેનાપતિ તરીકેનુ કાર્યદક્ષ જીવન શુ તમે તમારા હૃદયપટ ઉપર આલેખવા સમર્થ નથી? એ મહાન્ વીરની ઈ સ ૧૮૦૫ ના ટફાલગરના દરિયાઇ યુદ્ધમા શી પ્રતિજ્ઞા હતી તેને સ્મરણ કરો તમારા માનસિક રાજ્યમા તમારા જીવનને મૂકો-અને પછી તે મહાન્ યોદ્ધાના-તે દિવસે લડાયક વહાણુ ઉપર મગ્રુરદેવના પ્રેરિત મધુર પવનવડે તટસ્થ રહેતા વાવટા ( Flags ) ઉપર તમારી માનસિક દૃષ્ટિને એક ક્ષણભર સ્થાપિત કરો-અને તેમના ( Flags ) ઉપર રહેલા અક્ષરો-અરે સુવર્ણ રેખાઓ વાચો

'England expects everyman to do his duty'

શુ આ તે સત્ય હશે? શુ તે વીર પુરૂષે કવિત પ્રમાણે પ્રતિજ્ઞા પાળીહતી-હા તે વીર પુરૂષે-કાર્યદક્ષ પુરૂષે-કર્તવ્ય પરાયણુ મહાન પુરૂષે કઇ વસ્તુનો ભોગ આપ્યો હતો શુ તનથી! શુ મનથી! શું ધનથી! આ ત્રણમાથી એકજનો ભોગ આપ્યો હતો શુ? ના તે વીરે સર્વસ્વનો એટલે વિશ્વમા-આ ફાનિ દુનિયામા પોતાનુ જીવન ઇતિહાસની આરસીમા આત્મભોગ આપનારાઓમા ગણાય તેવી રીતે સ્વભોગ આપ્યો હતો-અને સમુદ્ર દેવને આનદ આપ્યો હતો ભારતવાસીઓ આ દુનિઆના યૂરોપ, એશીઆ, આફ્રીકા, અમેરિકા, ઓસ્ટ્રેલીઆ વગેરે ખડના સુધરેલાઓએ ( educated ) તેમજ અજ્ઞાનથી ભરેલા ( ignorant-people ) આફ્રિકાના કાળ સિધિઓએ અને અમેરીકાની આસપાસના ટાપુઓમા રહેતા લોકોએ ( Fuegians ) પણુ આ વીર પુરૂષના ચરિત્રને અને તેના પ્રતિજ્ઞાપાલનત્વ ગુણુને હૃદયમાજ સદાને માટે નિવાસ આપવો જોઇએ કે જેથી દરેક પળે કર્તવ્ય પરાયણુતામાથી વિમુખ થવાયજ નહિ

પ્રતિજ્ઞા પાલન ગુણુ વિનાની સર્વ શોભા આવળના પુલ સમાન છે જેણે બોલેલુ વચન પાળ્યુ તણે સર્વ પાળ્યુ જે બોલેલુ વચન પાળતો નથી તેનુ મુખ શોભતુ નથી કહ્યુ છે કે—

( છપ્પય છંદ )

વચન પાળ તે રાય—બાકી છે રાડીગડો.
વચન પાળ તે ગય—બાકી છે ગયવર ગાડો
વચન પાળ તે રાય—બાકી છે પંઢ મરીખા
વચન પાળ તે ગય—બાકી છે કાટા તીખા
વચન પાળે જે કદી તેને નરપીત નત્ર ગણો
શુળ મમાનજ લાગશે એ મહુને અળખામણો.

પ્રતિજ્ઞા પાલક વીરની શોભા સર્વત્ર પ્રસરે છે પ્રતિજ્ઞા ખરેખર કીર્તિનુ લ્હાણુ છે પ્રતિજ્ઞા વિના કીર્તિની પ્રાપ્તિ થતી નથી મહાપુરૂષોના પ્રાણ જાય તો પણ તેઓની પ્રતિજ્ઞા ટળતી નથી પ્રતિજ્ઞાથી પ્રાપ્ત થએલ કીર્તિ આ વિશ્વમા સૂર્ય કરતા અધિક છે રવિરાજ તો દિવસના વખતમાજ પ્રકાશે છે, અને પ્રતિજ્ઞાથી પ્રાપ્ત થયેલી કીર્તિ તો રાત્રિ અને દિવસના વખતમા પ્રકાશે છે કીર્તિનુ લ્હાણુ લેવુ હોય તો પ્રતિજ્ઞા પાળવાની ઘણીજ આવશ્યકતા છે રામચન્દ્રે પ્રતિજ્ઞા પાળીને વિશ્વમા કીર્તિનુ લ્હાણુ સપાદન કર્યું હતુ તે કયા ભારતવાસીની દ્રષ્ટિ બહાર છે? રામ ફક્ત પિતાની ના છના પણ સ્વપિતાનુ વિકટ સકટ ટાળવા અને કૈકેયી માતાની સુખ ભોગવવાની-અને ભરતને રાજ્યગાદીએ અભિષેક કરવાની લાલસાને તૃપ્ત કરવા બાર વર્ષ વનવાસમા રહેવાને તૈયાર થયા અને આ સસાર અસાર છે એમ માની રાજ્યપદને તિલાજલિ આપી દીધી ખરેખર રામ તે રામજ હતા-હૃદયમા રમી રહેલા આત્મારામ જ હતા-અરે પરમાત્માની 'સાથે' લીન પામેલા રામજ હતા-પિતૃ પ્રેમ કેવો હોય છે, તે આજના ઉછરતા યુવાનોમા ભાગ્યેજ દ્રશ્યમાન થાય છે

સ્વર્ગની કુચી ખરેખર પ્રતિજ્ઞાજ છે ગમે તે સુવ્રતની પ્રતિજ્ઞાપાલનથી સ્વર્ગની કુચી હસ્તગત થાય છે પ્રતિજ્ઞા પાળીને અનેક મહાત્માઓ સ્વર્ગપદને પામ્યા છે, તેના ગ્રથોમા અનેક દ્રષ્ટાતો મોજુદ છે ગજસુકુમાળ, મેતાર્ય, બ ધારાવળ, રાજસિંહ, આવા માનસિદ વગેરે અનેક મહાપુરૂષો પ્રતિજ્ઞા પાળીને સુગતિને પામ્યા છે પ્રતિ

જ્ઞા જ ખરેખર પ્રાણુની મૂર્તિ છે જે મનુષ્ય પ્રતિજ્ઞા પાળે છે તેજ સ્વાત્માને રક્ષે છે પ્રાણુની મૂર્તિરૂપ પ્રતિજ્ઞાને પાળતા પ્રાણોની આહૂતિ આપવી પડે છે પ્રાણુ ની મૂર્તિરૂપ પ્રતિજ્ઞાને જે પાળતા શિખે છે તે સર્વ પ્રકારનુ અનુભવિક શિક્ષણ મેળવે છે પ્રતિજ્ઞા પાળવામા એક ડગલુ પણ પાછુ પડવુ જોઇએ નહિ—કહેવુ છે કે—

हरिश्चंद्रे प्रतिमा नी, अमर कीर्ति करी जगमा,
प्रतिज्ञा आत्मनी छाया, समजता सत योगीओ—ह

સત્ય વચ ની, સત્યની કસોટીમા પારગત થયેલા વિશ્વામિત્રના તપને ધૂળધાણી કરનાર, અને મહાત્મા વશિષ્ઠ ઋષિના તપને ઉત્કૃષ્ટ બનાવનાર નૃપતિ હરિશ્ચંદ્રની પ્રતિજ્ઞાથી કયો ભારતવાસી અજાણ્યો હશે ? શુ સત્યવચની નૃપે પ્રતિજ્ઞા પાળી અમર કીર્તિ આખા વિશ્વમા નથી પ્રસરાવી ? હરિશ્ચંદ્ર રાજાની કસોટીનો દાખલો સાબીત કરવા તેમના જીવનનો ટુંકમા ઉલ્લેખ કરવાની અગત્ય છે અયોધ્યા પતિ મહાન્ નૃપતિ હરિશ્ચંદ્રના સત્યની કસોટી કરવા વિશ્વામિત્રે વશિષ્ઠ ઋષિ સાથે હરિશ્ચંદ્રને સત્યવ્રતમાથી બાહેર કરવા સરત કરી નૃપતિ પાસે આવીને પોતાને વશ કરે છે, અને તેમા એક હજાર અમરફી જોઇએ છે એવી માગણી કરી હરિશ્ચંદ્ર રાજપાટ સર્વ વિશ્વા મિત્રને આપી દે છે વિશ્વામિત્ર કહે છે કે તુ તારૂ ૧ ૮ બરોબર પાળજે હરિશ્ચંદ્ર કહે છે—

( તિલક કામોદ—દાદરા )

ચદ્ર ટલે, સુરજ ટલે, ટલે પૃથ્વી આકાશ,
ટલે ન અપને બચનસે, અય સ્વામી ગ્રેહ દાસ,
ધન દે, તન દે, શીષ દે, દેદે પ્યારી જાન,
જીતેજી ઇમાનમે કભી ન ડાલુ હાન

રાજ્ય પદથી ચ્યુત થયા પછી વિશ્વામિત્રે એક હજાર અસરફી માગી હા ! સત્યવાન હરિશ્ચંદ્ર ખરે તુ પ્રતિજ્ઞામા દૃઢ રહ્યો ! અનાથ સ્થિતિમા પણ સત્યવ્રત છોડયુ નહિ, અને શિયળવતી, સાધ્વી તારા

મલિને અગ્નિસેનને ત્યા વેચી ? બાળક રોહિત ! તારી શી દશા થશે ? માતા વિના બાળક રહી શકશે શુ ? ખરેખર માતૃપ્રેમ અનન્ય રૂપે વત્સલતાપૂર્ણ માતાના હૃદયમા રહે છે, તે દિવ્ય પ્રેમ સત્ય રતી નૃપની પત્નીમા નહોતો શુ ? બાળક રોહિત પણ માતા સાથે વેચાણ થયો, પણ વિશ્વામિત્રની દક્ષિણા પૂર્ણ થઇ નહિ હા દૈવ ! ઓ ક્રૂર દૈવ ! હજાર મ્હોર પૂરી થઇ નહિ હે પ્રતાપી નૃપ ! ત્હારી જીદ છોડીને એક વખત અસત્ય ભાષણ કર ! શુ સત્યયુગનો પ્રલય થયો રવિ રશ્મિઓ સ્ફુરાવતો બધ થયો, પ્રલયકાળ આવી પહોચ્યો શુ ? જગતનુ ચક્ર ફરતુ બધ થયુ ? દેવો પણ શુ આ કાળમા નિદ્રા દેવીને આધીન થયા ? નહિ ! નહિ ! હુ મારી તુચ્છ દેહ વેચીને પણ મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીશ તે સમયે તેના હૃદયમા અતિ ઉચ્ચ, ઉત્કૃષ્ટભાવના રહેલી હતી, તેના હૃદયમા નીચેનો પ્રાચીન શ્લોક રમી રહ્યો હતો.

लज्जा गुणौघजननी जननीमिव स्वा-
मत्यन्तशुद्धहृदयमनुवर्तमानाम् ।
तेजस्विनः सुखमसूनपि संत्यजन्ति,
सत्यव्रतव्यसनिनो न पुन' प्रतिज्ञाम् ॥

હરિશ્ચદ્રનુ હૃદય પ્રફુલ્લિત થયુ, ઉલ્લાસમાન થયુ, હૃદયનો જ્ઞાનતતુ જાગૃત્ થયો, નિત્યાનિત્યનુ સ્વરૂપ પ્રકટ થયુ, ધન્ય રાજશ્રીએ આત્મભોગ આપ્યો અને દક્ષિણા પૂર્ણ થઇ શુ વિશ્વામિત્ર સ્વપ્રતિજ્ઞા છોડી દેશે ? હરિશ્ચદ્રની ખરી કસોટીનો વખત આવી પહોચ્યો સુવર્ણને અગ્નિમા નાખવાનો વખત પણ આવ્યો શુ સુવર્ણ બળી ખાખ થશે ? વા પીગળીને રસમય બનશે ? વા અતિ શુદ્ધ સ્વરૂપ ધારણ કરી પ્રેક્ષકનુ મનરજન કરશે ? રોહિતને કાલીનાગ ડસ્યો ને તેની જીવનદોરી તુટી તારામતિ રોહિતના શબને સ્મશાનમા લાવીને રોતી બેસે છે —

હા બેટા ! હા પ્યારા ! કિસ નીદોમા તૂ સોયા !
અય પ્યારા ! મહપારા ! આખો તો ખોલ !

અયના જો કે પાલે ! આખો કે ઉજીઆલે !
અય દારે, દુખિયારે ! ઓ ત્યારે ! ઓ પ્યારે !
જાગો તો અય બેટા ! ઉઠો તો અય બેટા !
કુછ બાંકો અય બેટા ! મુંહસે તો બોલ !

પ્રેમાળ માતા સ્મશાનમા રૂદન કરી રહી છે અને સામેજ ત્યાં કર ઉઘરાવનાર ચાડાળ કાળસેનનો નોકર ત્યા ઉભો છે હુ શુ જોઉ છુ ? શુ મારા પતિએ ચાણ્ડાળને ત્યા દાસત્વ સ્વીકાર્યું ? ધન્ય ! વીર પુરૂષે સત્યવ્રતને તિલાજલિ આપી નથી

અહો ! આત્માની નિત્યતાનો વિચાર તમારા હૃદયમા સ્થાન કરી રહ્યો, હરિશ્ચંદ્ર ! તારી કસોટી પૂર્ણ થઇ કલિકાળને માટે પ્રતિજ્ઞા સબધી તારૂ ઉદાર ઉદાહરણ મૂકી ગયો, હરિશ્ચંદ્રની પ્રતિજ્ઞા પાલન શક્તિનો ખ્યાલ આવતાની સાથે પ્રતિજ્ઞાપાલન શક્તિ મત્રનો વિચારમા અને આચારમા સચાર થાય છે એક ચાણ્ડાળને ત્યા પ્રતિજ્ઞા પાળવાને માટે વેચાવુ અને પાણી ભરવુ એ કાઇ સામાન્ય બાબતો ગણી શકાય નહિ હરિશ્ચદ્રવત્ પ્રતિજ્ઞા પાળવામા મનુષ્યોએ સર્વ સ્વાર્પણ કરવુ જોઇએ

ઉપર્યુક્ત દુહામા ગુરૂશ્રીએ **પ્રતિજ્ઞા આત્મની છાયા એમ** કથ્યુ છે તે અત્યત મનનીય અને સ્વીકરણીય છે

प्रतिकृति' प्रतिज्ञैव, स्वात्मन' सर्वदा ध्रुव ॥
मत्वैव हि प्रतिज्ञाया, पालने कुरु स्वादरम् ॥

( बु सुरिकृत )

સ્વાત્માના પ્રતિબિબ રૂપ પ્રતિજ્ઞા છે એમ સત યોગિયો જાણે છે જે મનુષ્ય પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે, તે આત્માથી ભ્રષ્ટ થાય છે કારણ કે પ્રતિજ્ઞાથી આત્મા ભિન્ન નથી આત્મ શક્તિયોથી અભિન્ન પ્રતિજ્ઞા પાલન શક્તિ છે અત એવ પ્રતિજ્ઞા પાલનથી આત્મ શક્તિયો પ્રતિદિન વિકાસ પામે છે જે મનુષ્યનો આત્મ પ્રતિ

વૃત્તિ રૂપ પ્રતિજ્ઞા પર વિશ્વાસ નથી, તેનો સ્વાત્મા પર વિશ્વાસ નથી એટલુ જ નહિ પરંતુ તે આત્માની પરમાત્મ દશા પ્રાપ્ત કરવાને તથા સ્વાસ્તિત્વ સંરક્ષણ કરવાને અધિકારી બની શકતો નથી આત્મ છાયા રૂપ પ્રતિજ્ઞા પર જેને બહુ માન નથી તેને સ્વાત્માપર બહુ માન નથી પ્રતિજ્ઞા પાલન માટે જે પ્રાણ સમર્પણ કરે છે, તે આત્માની સર્વથા ઉન્નતિ કરે છે, એમ સમજવામા કિંચિત્ પણ મૃષાવાદ નથી વિક્રમ રાજાએ પોતાની પ્રતિજ્ઞાઓ પાળવા માટે " પ્રતિજ્ઞા પ્રાણની છાયા " એ સૂત્રને સારી રીતે આચારમા મૂકી બતાવ્યુ છે પ્રતિજ્ઞાનુ પાલન કરવુ એ આત્માના પાલન તુલ્ય છે, તેથી પ્રતિજ્ઞાને આત્માની છાયા રૂપ સમજીને સન્ત યોગિઓ સર્વ વસ્તુઓનો કારણ પ્રસંગે ત્યાગ કરીને પ્રતિજ્ઞા પાલન કરવામા સદા ઉદ્યોગી રહે છે " કદાપિ આકાશ ચળે, પૃથ્વી ચળે, પરંતુ સન્ત મહાત્માઓનુ વચન ચળતુ નથી." એમ જે સુક્તિ પ્રચલિત છે, તેનો સાર " પ્રતિજ્ઞા આત્મની છાયા " મા સમાઇ જાય છે, એમ સમજીને પ્રતિજ્ઞા પાળવામા કદાપિ પાછી પાની ન કરવી જોઇએ જે સ્વાત્મછાયારૂપ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે તે સર્વ ધર્મથી ભ્રષ્ટ થાય છે, એવુ જાણી આત્મિક શક્તિયો ખીલવવાને રાજા હરિશ્ચંદ્રની પેઠે પ્રતિજ્ઞાપાળક બનવુ જોઇએ

**પ્રતિજ્ઞા ભ્રષ્ટ થઇ જગમા—જીવ્યા તો શુ ? મર્યા તો શુ ?**
**પ્રતિજ્ઞા પાળીને મુઆ—રહ્યા એ જીવતા જગમા ૪**

મનુષ્યો અનેક વખત પ્રતિજ્ઞાઓ લે છે અને ભંગ પણ કરે છે લીધેલી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયા પછી તેઓ જીવે છે ખરા પણ મૃતવત્ જેવાજ છે પોતાની પ્રતિજ્ઞાપૂર્ણ કરીને જે આત્માઓ આ ફાનિ દુનિયા ત્યજીને ચાલ્યા ગયા છે તોપણ જગત્મા તેમની જીવન જ્યોતિ નિરંતર પ્રકાશમાન રહેલી છે મનુષ્યે હરતા, ફરતા પ્રતિજ્ઞાઓ લે છે, વચન આપે છે, કોલ કરાર કરે છે—પણ અફસોસની બીના છે કે તેઓ શુ કરે છે ? તેનુ તે વખતે તેઓને ભાગ્યેજ ભાન હોય છે કાર્ય કરતા પહેલા દીર્ઘ દૃષ્ટિ વાપરવી જોઈએ. નીતિશતકમાં કહેલુ છે કે,

અયના જો કે પાલે ! આંખો કે ઉજીઆલે !
અય દારે, દુખિયારે ! ઓ પ્યારે ! ઓ પ્યારે !
જાગો તો અય બેટા ! ઉઠ્ઠો તો અય બેટા !
કુછ માંગો અય બેટા ! મુહમે તો બોલ !

પ્રેમાળ માતા સ્મશાનમા રૂદન કરી રહી છે અને સામેજ ત્યાં કર ઉઘરાવનાર ચાંડાળ કાળસેનનો નોકર ત્યાં ઉભો છે હુ શુ જોઉ છુ ? શુ મારા પતિએ ચાન્ડાળને ત્યા દાસત્વ સ્વીકાર્યું ? ધન્ય ! વીર પુરૂષે સત્યવ્રતને તિલાંજલિ આપી નથી

પણ ! આત્માની નિત્યતાનો વિચાર તમારા હ્રદયમા સ્થાન કરી રહ્યો, હરિશ્ચંદ્ર ! તારી કસોટી પૂર્ણ થઇ કલિકાળને માટે પ્રતિજ્ઞા સબધી તારૂ ઉદાર ઉદાહરણ મૂકી ગયો, હરિશ્ચંદ્રની પ્રતિજ્ઞા પાલન-શક્તિનો ખ્યાલ આવતાની સાથે પ્રતિજ્ઞાપાલન શક્તિ મત્રનો વિચારમા અને આચારમા સચાર થાય છે એક ચાન્ડાળને ત્યા પ્રતિજ્ઞા પાળવાને માટે વેચાવુ અને પાણી ભરવુ એ કાંઇ સામાન્ય બાબતો ગણી શકાય નહિ હરિશ્ચંદ્રવત્ પ્રતિજ્ઞા પાળવામા મનુષ્યોએ સર્વ સ્વાર્પણ કરવું જોઇએ

ઉપર્યુક્ત દુહામા ગુરૂશ્રીએ પ્રતિજ્ઞા આત્મની છાયા એમ કથ્યુ છે તે અત્યત મનનીય અને સ્વીકરણીય છે

प्रतिकृतिः प्रतिज्ञैव, स्वात्मनः सर्वदा ध्रुव ॥
मत्वैव हि प्रतिज्ञायाः, पालने कुरु स्वादरम् ॥

( बु सूक्तिम )

સ્વાત્માના પ્રતિબિંબ રૂપ પ્રતિજ્ઞા છે એમ સત યોગિઓ જાણે છે જે મનુષ્ય પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે, તે આત્માથી ભ્રષ્ટ થાય છે કારણ કે પ્રતિજ્ઞાથી આત્મા ભિન્ન નથી આત્મ શક્તિયોથી અભિન્ન પ્રતિજ્ઞા પાલન શક્તિ છે. અત એવ પ્રતિજ્ઞા પાલનથી આત્મ શક્તિયો પ્રતિદિન વિકાસ પામે છે જે મનુષ્યનો આત્મ પ્રતિ

રૂતિ રૂપ પ્રતિજ્ઞા પર વિશ્વાસ નથી, તેને સ્વાત્મા પર વિશ્વાસ નથી એટલુજ નહિ પરંતુ તે આત્માના પરમાત્મ દશા પ્રાપ્ત કરવાને તથા સ્વાસ્તિત્વ સરક્ષણ કરવાને અધિકારી બની શકતો નથી આત્મ છાયા રૂપ પ્રતિજ્ઞા પર જેને બહુ માન નથી તેને સ્વાત્માપર બહુ માન નથી પ્રતિજ્ઞા પાલન માટે જે પ્રાણ સમર્પણ કરે છે, તે આત્માની સર્વથા ઉન્નતિ કરે છે, એમ સમજવામા કિંચિત્ પણ મૃષાવાદ નથી વિક્રમ રાજાએ પોતાની પ્રતિજ્ઞાઓ પાળવા માટે "પ્રતિજ્ઞા પ્રાણની છાયા" એ સૂત્રને સારી રીતે આચારમા મૂકી બતાવ્યુ છે પ્રતિજ્ઞાનુ પાલન કરવુ એ આત્માના પાલન તુલ્ય છે, તેથી પ્રતિજ્ઞાને આત્માની છાયા રૂપ સમજીને સન્ત યોગિઓ સર્વ વસ્તુઓનો કારણ પ્રસગે ત્યાગ કરીને પ્રતિજ્ઞા પાલન કરવામા સદા ઉદ્યોગી રહે છે "કદાપિ આકાશ ચળે, પૃથ્વી ચળે, પરતુ સન્ત મહાત્માઓનુ વચન ચળતુ નથી" એમ જે સુક્તિ પ્રચલિત છે, તેનો સાર "પ્રતિજ્ઞા આત્મની છાયા", મા સમાઇ જાય છે, એમ સમજીને પ્રતિજ્ઞા પાળવામા કદાપિ પાછી પાની ન કરવી જોઇએ જે સ્વાત્મછાયારૂપ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે તે સર્વ ધર્મથી ભ્રષ્ટ થાય છે, એવુ જાણી આત્મિક શક્તિયો ખીલવવાને રાજા હરિશ્ચન્દ્રની પેઠે પ્રતિજ્ઞાપાળક બનવુ જોઇએ

પ્રતિજ્ઞા ભ્રષ્ટ થઇ જગમા-જીવ્યા તો શુ ? મર્યા તો શુ ?
પ્રતિજ્ઞા પાળીને મુઆ-રહ્યા એ જીવતા જગમા ૪

મનુષ્યો અનેક વખત પ્રતિજ્ઞાઓ લે છે અને ભગ પણ કરે છે લીધેલી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયા પછી તેઓ જીવે છે ખરા પણ મૃતવત્ જેવાજ છે પોતાની પ્રતિજ્ઞાપૂર્ણ કરીને જે આત્માઓ આ ફાનિ દુનિયા ત્યજીને ચાલ્યા ગયા છે તોપણ જગતમા તેમની જીવન જ્યોતિ રવિસમ પ્રકાશમાન રહેલી છે મનુષ્યો હરતા, ફરતા પ્રતિજ્ઞાઓ લે છે, વચન આપે છે, કૉલ કરાર કરે છે-પણ અફસોસની બીના છે કે તેઓ શુ કરે છે ! તેનુ તે વખતે તેઓને ભાગ્યેજ ભાન હોય છે કાર્ય કરતા પહેલા દીર્ઘ દૃષ્ટિ વાપરવી જોઇએ. નીતિશતકમા કહેલુ છે કે,

गुणवदगुणवद्वा कुर्वता कार्यमादौ
परिणतिरवधार्या यत्नतः पण्डितेन ।
अतिरभसकृतानां कर्मणामाविपत्ते-
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥

મનુષ્ય એક વખત પ્રતિજ્ઞા લે છે પછી જ્યારે તેને પ્રતિજ્ઞાન કાર્યનુ સ્વરૂપ સમજાય છે ત્યારે કાર્ય નહિ કરી શકે એવી તેને પ્રતીતિ થાય છે વિચારહીન મનુષ્ય લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકતો નથી અને પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે જનસમાજ ભ્રષ્ટપ્રતિજ્ઞક ઉપર ભરૂસો વિશ્વાસ રાખી શકતા નથી તે હમેશા તેવાઓથી હૃદયમા ડર્યા કરે છે તેવા મનુષ્યનુ જીવન વ્યર્થ જાય છે તેનુ જીવન તેને કારાગૃહરૂપે પરિણમે છે તેનુ દુ ખમય ભ્રષ્ટપ્રતિજ્ઞા જીવન વ્યતીત થતુ નથી અર્થાત્ તે ઘણા કાળ સુધી દુ ખ ભોગવે છે અને તેને સર્વત્ર અ ધકારજ ભાસે છે આત્માની નિત્યતાનો વિચાર નષ્ટ થઈ જાય છે યમ તેના માથા ઉપર ફરે છે એવી તેને ભ્રાતિ થાય છે જેમ કમળો થયેલો મનુષ્ય દરેક વસ્તુ પીળી દેખે છે તેમ તેને આખા વિશ્વની કોઇપણ વસ્તુ ઉપર વિશ્વાસ બેસતો નથી

જે મનુષ્યો પ્રતિજ્ઞાઓ પાળીને મરે છે, તેઓ જગત્મા અમર છે એમ જાણવુ મૂઢમોટી ક્ષણિક વિચારનો મનુષ્ય લીધેલી પ્રતિજ્ઞા પાળી શકતો નથી તેથી તે જીવતો છે, તો પણ મરણ શય્યામા સુતેલોજ છે પ્રતિજ્ઞાભ્રષ્ટનો વિશ્વાસ આવતો નથી સર્વ પાપ કરતા પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવુ એ મહા પાપ છે પ્રતિજ્ઞા પાળકો, આ વિશ્વમા અલૌકિક કાર્યો કરીને અમર નામ કરી શકે છે લઘુમા લઘુ પ્રતિજ્ઞા પાળવાની ટેવથી મોટી પ્રતિજ્ઞાઓ પણ પશ્ચાત્ પાળી શકાય છે પ્રતિજ્ઞાનો ત્યાગ વા નાશ કરવાથી સ્વાત્માનો નાશ થાય છે જે બાબત ની પ્રતિજ્ઞા લેવામા આવી હોય તેને આમરણાતકાલે પણ પાળવી જોઇએ નિર્બલ પુરૂષો પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થઇ આ વિશ્વમા પાણીના પરપોટાની પેઠે સ્વ જીવન પૂર્ણ કરે છે

એક શેઠને એક પુત્ર હતો તે મહા જુગારી, અસત્યવાદી હતો તેના પિતાએ મરતી વખતે પોતાના પુત્રને અસત્ય ભાષણ નહિ કરવુ એવી પ્રતિજ્ઞા કરાવી પેલો જુગારી એક સમય રાજાનો ભડાર ફાડવાને નીકળ્યો રાજાએ તેને માર્ગમા પુછ્યુ કે તુ કયા જાય છે? ત્યારે તેણે સત્ય વાત નિવેદન કરી રાજાએ તેને ગાડો ધારીને જવા દીધો ચોરી કરીને પેલો જુગારી પાછો ફર્યો ત્યારે નગરચર્યા જોઇને પાછા ફરતા રાજાએ પુછ્યુ તુ કોણ છે? શુ લઇ જાય છે ? તુ કયા રહે છે ? તેણે પૂર્વની માફક કહ્યુ ! મારૂ નામ પ્રતિજ્ઞાલાલ છે મે રત્નની પાચ પેટીઓ ચોરી છે હુ મધ્યચોકમા રહુ છુ બીજા દિવસે રાજાના ભડારીએ દશ પેટીની ચોરી થઇ એવી બીના જાહેર કરી રાજાએ ભડારીનુ કપટ જાણ્યુ પછી પ્રતિજ્ઞાલાલને બોલાવ્યો–અને સત્ય વાત ગ્રહણ કરી બીજી પાચ પેટીઓ ભડારીના ગૃહમાથી નીકળી રાજાએ, ભડારીને પદવી ઉપરથી ભ્રષ્ટ કર્યો અને પ્રતિજ્ઞાલાલને ભડારી બનાવ્યો કારણ કે રાજાએ જાણ્યુ કે આ મનુષ્ય કદાપિ અસત્ય ભાષણ કરશે નહિ પ્રતિજ્ઞા પાળવાથી અતિ ઉચ્ચ પદ પ્રાપ્ત કરી શકાય છે

ફરી સ્વાર્પણ પુન પાછુ, લઈશ ના જેહ આપેલુ;
પ્રતિજ્ઞાના ખરા ટેકી, અગ ધન નાગના જેવા ૫

હે ભવ્ય મનુષ્ય પ્રતિજ્ઞા પાળવામા તુ પરિપૂર્ણ સાવધ થા હે પ્રતિજ્ઞાથી કોઇને સ્વાર્પણ કર્યું હોય તો તે પુન પાછુ લઇશ નહિ અહતા અને મમતાનો ત્યાગ કર્યા વિના કોઇ પણ મનુષ્યથી વા જગતના પ્રાણીથી સ્વાર્પણ કરી શકાતુ નથી જ્યારે જનક રાજાની સભામા અષ્ટાવક્ર ગયા હતા ત્યારે અષ્ટાવક્રને અનેક પ્રશ્નો પુછ્યા હતા પશ્ચાત્ જનકરાજા સતોષ પામીને તેમને દક્ષિણા આપવાને તત્પર થયા અષ્ટાવક્રે જનકરાજાનુ " મન " દક્ષિણામા માગ્યુ જનકરાજાએ પ્રતિજ્ઞાપૂર્વક તેમને સમર્પણ કર્યું પશ્ચાત્ જનકનૃપે કોષાધ્યક્ષને સુવર્ણ નિષ્કો આપવાને આજ્ઞા કરી ત્યારે મહાપ્રભાવી, તેજસ્વી, જીતેન્દ્રિય અષ્ટાવક્રે જનકને ઉદ્દેશીને કહ્યુ કે હે રાજન્! તુ

गुणवदगुणवद् वा कुर्वता कार्यमादौ
परिणतिरवधार्या यत्नतः पण्डितेन ।
अतिरभसकृतानां कर्मणामाविपत्ते-
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥

મનુષ્ય એક વખત પ્રતિજ્ઞા લે છે પછી જ્યારે તેને પ્રતિજ્ઞાના કાર્યનુ સ્વરૂપ સમજાય છે ત્યારે કાર્ય નહિ કરી શકે એવી તેને પ્રતીતિ થાય છે વિચારહીન મનુષ્ય લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકતો નથી, અને પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે જનસમાજ ભ્રષ્ટપ્રતિજ્ઞક ઉપર ભરૂસો-વિશ્વાસ રાખી શકતા નથી તે હમેશા તેવાઓથી હૃદયમા ડર્યા કરે છે તેવા મનુષ્યનુ જીવન વ્યર્થ જાય છે તેનુ જીવન તેને કારાગૃહરૂપે પરિણમે છે તેનુ દુ ખમય ભ્રષ્ટપ્રતિજ્ઞા જીવન વ્યતીત થતુ નથી અર્થાત્ તે ઘણા કાળ સુધી દુ ખ ભોગવે છે અને તેને સર્વત્ર અ ધકારજ ભાસે છે આત્માની નિત્યતાનો વિચાર નષ્ટ થઈ જાય છે યમ તેના માથા ઉપર ફરે છે એવી તેને ભ્રાંતિ થાય છે જેમ કમળો થયેલો મનુષ્ય દરેક વસ્તુ પીળી દેખે છે તેમ તેને આખા વિશ્વની કોઇપણ વસ્તુ ઉપર વિશ્વાસ બેસતો નથી

જે મનુષ્યો પ્રતિજ્ઞાઓ પાળીને મરે છે, તેઓ જગત્મા અમર છે એમ જાણુવુ મૂઢમોટી ક્ષણિક વિચારનો મનુષ્ય લીધેલી પ્રતિજ્ઞા પાળી શકતો નથી તેથી તે જીવતો છે, તો પણ મરણ શય્યામા સુતેલોજ છે પ્રતિજ્ઞાભ્રષ્ટનો વિશ્વાસ આવતો નથી સર્વ પાપ કરતા પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવુ એ મહા પાપ છે પ્રતિજ્ઞા પાળકો, આ વિશ્વમા અલૌકિક કાર્યો કરીને અમર નામ કરી શકે છે લઘુમા લઘુ પ્રતિજ્ઞા પાળવાની ટેવથી મોટી પ્રતિજ્ઞાઓ પણ પશ્ચાત્ પાળી શકાય છે પ્રતિજ્ઞાનો દ્રોહ વા નાશ કરવાથી સ્વાત્માનો નાશ થાય છે જે બાબતની પ્રતિજ્ઞા લેવામા આવી હોય તેને આમરણાન્તકાલે પણ પાળવી જોઇએ નિર્વીર્ય પુરૂષો પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થઇ આ વિશ્વમા પાણીના પરપોટાની પેઠે સ્વ જીવન પૂર્ણ કરે છે

એક શેઠને એક પુત્ર હતો તે મહા જુગારી, અસત્યવાદી હતો તેના પિતાએ મરતી વખતે પોતાના પુત્રને અસત્ય ભાષણ નહિ કરવુ એવી પ્રતિજ્ઞા કરાવી પેલો જુગારી એક સમય રાજાનો ભડાર ફાડવાને નીકળ્યો રાજાએ તેને માર્ગમા પુછ્યુ કે તુ ક્યા જાય છે? ત્યારે તેણે સત્ય વાત નિવેદન કરી રાજાએ તેને ગાડો ધારીને જવા દીધો ચોરી કરીને પેલો જુગારી પાછો ફર્યો ત્યારે નગરચર્ચા જોઇને પાછા ફરતા રાજાએ પુછ્યુ તુ કોણ છે? શુ લઇ જાય છે? તું ક્યા રહે છે? તેણે પૂર્વની માફક કહ્યુ! મારૂ નામ પ્રતિજ્ઞાલાલ છે મે રત્નની પાચ પેટીઓ ચોરી છે હુ મધ્યચોકમા રહુ છુ બીજા દિવસે રાજાના ભડારીએ દશ પેટીની ચોરી થઇ એવી બીના જાહેર કરી રાજાએ ભડારીનુ કપટ જાણ્યુ પછી પ્રતિજ્ઞાલાલને બોલાવ્યો—અને સત્ય વાત ગ્રહણ કરી બીજી પાચ પેટીઓ ભડારીના ગૃહમાથી નીકળી રાજાએ, ભડારીને પદવી ઉપરથી ભ્રષ્ટ કર્યો અને પ્રતિજ્ઞાલાલને ભડારી બનાવ્યો કારણ કે રાજાએ જાણ્યુ કે આ મનુષ્ય કદાપિ અસત્ય ભાષણ કરશે નહિ પ્રતિજ્ઞા પાળવાથી અતિ ઉચ્ચ પદ પ્રાપ્ત કરી શકાય છે

**ફરી સ્વાર્પણ પુન પાછુ, લઈશ ના જેહ આપેલુ;**
**પ્રતિજ્ઞાના ખરા ટેકી, અગ ધન નાગના જેવા ૫**

હે ભવ્ય મનુષ્ય પ્રતિજ્ઞા પાળવામા તુ પરિપૂર્ણ સાવધ થા હે પ્રતિજ્ઞાથી કોઇને સ્વાર્પણ કર્યું હોય તો તે પુન પાછુ લઇશ નહિ અહતા અને મમતાનો ત્યાગ કર્યા વિના કોઇ પણ મનુષ્યથી વા જગતના પ્રાણીથી સ્વાર્પણ કરી શકાતુ નથી જ્યારે જનક રાજાની સભામા અષ્ટાવક્ર ગયા હતા ત્યારે અષ્ટાવક્રને અનેક પ્રશ્નો પુછ્યા હતા પશ્ચાત્ જનકરાજા સતોષ પામીને તેમને દક્ષિણા આપવાને તત્પર થયા અષ્ટાવક્રે જનકરાજાનુ “ મન ” દક્ષિણામા માગ્યુ જનકરાજાએ પ્રતિજ્ઞાપૂર્વક તેમને સમર્પણ કર્યું પશ્ચાત્ જનકનૃપે કોષાધ્યક્ષને સુવર્ણ નિષ્કો આપવાને આજ્ઞા કરી ત્યારે મહાપ્રભાવી, તેજસ્વી, જીતેન્દ્રિય અષ્ટાવક્રે જનકને ઉદ્દેશીને કહ્યુ કે હે રાજન્! તુ

પ્રતિજ્ઞા પરિપૂર્ણ પાળી શકતો નથી કારણ કે હ્હે તારૂ "મન" દક્ષિણામા અર્પણ કર્યું છે માટે આ વિષયમા તુ મ્હોટી ભૂલ કરે છે હે જનક! જો હ્હે મને તારૂ 'મન' પ્રતિજ્ઞાપૂર્વક આપી દીધુ હોય તો, આ સસારમા ત્હારૂ કોઇ નથી સ્રી, કુટુબ, પરિવાર, રાજ્યપાટ સ્વર્ગ, માન, મમતા, અહતા વિગેરે આ દુનિયાની સર્વ વસ્તુએ મનથકી કલ્પાએલી છે અને "મન" આપવાની સાથે એ સર્વ વસ્તુઓ હ્હે મને અર્પણ કરી છે તો હવે ત્હારો આપવા લેવાનો અધિકાર ત્હારા હસ્તમા શો રહેલો છે? મન, વાણી, અને કાયા ઉપર ત્હારો અધિકાર નથી આજથી એ સર્વ મ્હારા થએલા છે અષ્ટાવકના ઉપર્યુક્ત વચનોથી જનક વિદેહી મૂર્છાવશ થયો અષ્ટાવક્રે નૃપને પ્રતિબોધી જણાવ્યુ કે ત્હારે હવે મ્હારૂ ત્હારૂ નહિ કરતા સાક્ષીભૂત થઇને સર્વ કર્મ કરવા એ પ્રમાણે કરવાથી પ્રતિજ્ઞાની સિદ્ધિ થશે

જનકવિદેહીના આ આશ્ચર્ય દૃષ્ટાતની સાથે સૌન્દર્યથી ભરપૂર દૃષ્ટાતથી હિતશિક્ષા એ લેવાની છે કે પ્રતિજ્ઞાથી કોઇ પણ વ્યક્તિને સ્વાર્પણ કર્યા બાદ જનક નૃપતિ માફક આત્મભોગ આપીને વર્તવુ જોઇએ સ્વાર્પણની પ્રતિજ્ઞામા અડગ રહેવાથી સત્ય આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે એટલુ જ નહિ પણ એવા પુરૂષને સર્વ અધિકાર પ્રાપ્ત થાય છે

પ્રતિજ્ઞાના ખરા ટેકી અગધન નાગની પેઠ બોલેલા શબ્દોને મુખમા પાછા પેસવા દેતા નથી જૈનોના દશવૈકાલિક સૂત્રમા અગધન નાગની ઉપમાનુ વર્ણન છે નાગની અનેક જાતિયોમા અગધન કુલનો નાગ ડસ દે છે તે વિષ વમન કર્યા પછી પાછુ લેતો નથી સર્પવિષ ઉતારનારો ગારૂડી આ નાગને બોલાવી શકે છે તેને વિષ પાછુ ચુસી લેવાનુ ફરમાન કરે છે પરતુ અગધન નાગ તે વાત માન્ય કરતો નથી તેને ચીરી નાખવામા આવે છે અગર અગ્નિમા બાળીને ભસ્મ કરી દેવામાં આવે છે તથાપિ તે વમેલુ વિષ પ્રાણાન્તે પાછુ ગ્રહણ કરતો નથી, તદ્વત્ ઉચ્ચ મહા પુરૂષો પ્રતિજ્ઞાના વચનો બોલીને પશ્ચાત તે શબ્દોને મુખમા પાછા પ્રવેશવા દેતા નથી

ઓના પ્રાણનો નાશ થાય તો પણ તેઓ કોલ-પ્રતિજ્ઞાના શબ્દોને ાછા ખેચી લેતા નથી, અર્થાત્ પ્રતિજ્ઞાથી પતિત થતા નથી ગગધન નાગના જેવા પ્રતિજ્ઞા પાળકો આ વિશ્વમા પોતાનુ નામ મમર કરવા શક્તિમાન્ થાય છે જેણે પ્રતિજ્ઞા કરીને પોતાનુ સર્વસ્વ મન્યને સોપ્યુ અને પશ્ચાત્ તેને ગમે તેવા દુખો આવી પડે છે હોયે તે આપેલી પ્રતિજ્ઞાને પાછી ખેચી લેતો નથી તે કસોટીના સગે મૃત્યુને પ્રિયબધુ સમાન ગણે છે પરતુ કોલ આપીને પ્રમાણે વર્તવાનુ ધાર્યુ હોય છે તેનાથી વિમુખ થતો નથી લ અગર પ્રતિજ્ઞા કરીને તે પ્રમાણે વર્તવામા ખરેખરો આત્મભોગ આપવો પડે છે મહાદેવની પેઠે અમૃતનો ત્યાગ કરીને વિષનુ પાન રવુ પડે છે यद्यापि नोज्झति हर किल कालकूटम। અનેક ઇષ્ટ સગોને ત્યાગીને અનિષ્ટ પ્રસગો સ્વીકારવા પડે છે દુનિયામા હતા હતા જેવુ થવુ પડે છે પરતુ લીધેની પ્રતિજ્ઞા પ્રમાણે વર્તવુ પડે અને ઉચ્ચારેલા વચનોને પુન પાન કરવાની અગત્યતાને વિસ્મ ણ કરવી પડે છે, ચાણાક્યે જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રમાણે તેણે વૃત્તિ કરી હતી

> समुत्खाता नन्दा नव हृदयशल्या इव भुव.,
> कृता मौर्ये लक्ष्मी. सरसि नलिनीव स्थिरपदा ।
> द्वयोः सार तुल्य द्वितयमभियुक्तेन मनसा
> फल कोपप्रीत्योर्द्विपति च विभक्त सुहृदि च ॥
>
> ( मुद्राराक्षसे )

પોતાની પ્રતિજ્ઞા પાળવા માટે તેણે અનેક યુક્તિયો કામે લગાડી હતી પ્રતિજ્ઞા પાલન ધર્મને તેણે સર્વોત્તમ ધર્મ તરીકે સ્વીકાર્યા હતો તેથી તે રાજ્ય પરિવર્તન કરવા સમર્થ થયો હતો ચાણાક્ય અગધન નાગના જેવો હતો. તેણે મૃત્યુને પ્રિય ગણ્યુ હતુ પરતુ પ્રતિજ્ઞાના શબ્દોને પાછા ગળ્યા નહોતા તેથી તે ઇતિહાસના પાને અમર થઇ ગયો છે ચાણાક્ય પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ પાળીનેજ સ્વસ્થ બેઠો હતો,

विना वाहनहस्तिभ्यो, मुच्यतां सर्वबन्धनम् ।
पूर्णप्रतिज्ञेन मया, केवलं बध्यते शिखा ॥
( मुद्राराक्षसे )

ઉપર્યુક્ત શ્લોકની દ્વિતીય લાઈનમા ચાણાક્ય કહે છે કે "મારી પ્રતિજ્ઞાને સપૂર્ણ રીતે પાળીનેજ ફક્ત મારા કેશોને મારાવડે બધાય" અગધન નાગના જેવા થઇ પ્રતિજ્ઞાના શબ્દને પાછા કદિ ન ગળવામા વાસ્તવિક મહત્તા રહેલી છે અગધન સર્પો પણ જ્યારે વમેલુ વિષ પાછુ ખેચી લેતા નથી તો જેઓ મનુષ્યો થઇને પ્રતિજ્ઞાના શબ્દોને પાછા ખેચી લે છે તેઓ નિચ, દુષ્ટ, વીર્યહિન બાયલા, પ્રતિજ્ઞા ઘાતક, અદૃષ્ટ સુખ, કહેવાય એમા કાંઇ આશ્ચર્ય નથી પ્રતિના પાલન ધર્મમાં મરવુ તે શ્રેયસ્કર છે પરતુ પ્રતિજ્ઞાના શબ્દો પાછા ખેચી લઇ અર્થાત્ પ્રતિજ્ઞાભ્રષ્ટ થઇ જીવવુ તે અશ્રેયસ્કર છે મનુષ્યોએ પ્રતિજ્ઞાના શબ્દોને ઉચ્ચારીને મરણાદિ અનેક ભય પ્રસગોથી કદાપિ પ્રતિજ્ઞાના શબ્દોને પાછા ન ગળવા જોઇએ એમ ખાસ લક્ષપૂર્વક વિચારવું જોઇએ વચનની ટેક જતા શ્વાસોશ્વાસની ધમણથી જીવવું તે ખરેખર જીવવુ ગણાતુ નથી મનુષ્યોએ વચનના ટેકીલા ખાસ બનવુ જોઇએ વચન આપીને તેનો ભગ કરી ભલે ચક્રવર્તિનુ પદ પ્રાપ્ત કરી જીવવામા આવે પરતુ તેવુ જીવવુ તે પામર જીવોને ઘટે છે, પરતુ ઉત્તમ જીવોને યોગ્ય નથી જે વચનની ટેક પાળવામા સમજતો નથી તે આ વિશ્વમા ગમે તેવી ભાષાનો પ્ર ા (professor) હોય ત્હોપે તનાથી કશુ નથી ઉચ્ચારેલા વચનોને જ્યા સુધી મુખમા પાછા ગળવામા આવે ત્યા સુધી અધમ જીવનનેજ યો ય થવાય છે, ઇત્યાદિ અવબોધીને પ્રતિજ્ઞાના ખરા ટેકી બનવુ જોઇએ પ્રતિજ્ઞાના ખરા ટેકી શરીર રહિત દશામા પણ સર્વ ૨ જીવતા જાગતા છે પ્રતિજ્ઞાના ખરા ટેકી મનુષ્યો જે દેશમા જે સમાજમા પાકે છે તેનો ઉદ્ધાર થાય છે પ્રતિજ્ઞાના ખરા ટેકીઓથી વિશ્વમા પ્રમાણિકતાનો વ્યવહાર રહી શકે છે

---

# પ્રતિજ્ઞાનું દિવ્ય જીવન દર્શાવે છે.

મૂળ.

પ્રતિજ્ઞા છે ચિતા જેવી, જીવ તા ભસ્મ થાવાનુ,
અહો એ ભસ્મમાંહિથી, જીવીને દેવ થાવાનુ ૧

પ્રતિજ્ઞા ચિતાના જેવી છે પ્રતિજ્ઞારૂપ ચિતામા જીવતા છતા બળીને ભસ્મ થવું પડે છે પશ્ચા પ્રતિજ્ઞાપાલન રૂપ ભસ્મમાથી પુનરૂજ્જીવન ગ્રહીને દેવ થવાય છે પ્રતિજ્ઞારૂપ ચિતામા આત્માને હોમ્યા વિના કોઇ મનુષ્ય દેવ બની શકતો નથી ધગધગતી ચિતામા બળીને ભસ્મ થવુ એવુ જેના મનમા હોય તેણે પ્રતિજ્ઞારૂપ ચિતાને ગ્રહણ કરવી જોઇએ ચિતામા બળીને જેટલુ દુ ખ સહન કરવુ પડે છે તેટલુ જ દુ ખ ખરેખર કોઇ જાતની પ્રતિજ્ઞા પાળતા સહન કરવુ પડે છે, અને પશ્ચાત્ કોઈ દૈવીરૂપ નવુ જીવન હણુ કરવુ પડે છે ઇગ્લાડની રાણી મેરી પહેલાના વખતમા પ્રોટેસ્ટન્ટ ધર્મને માટે લેટીમર અને રીડલી નામના બે ધર્માધ્યક્ષોને જીવતા ચિતામા બાળી નાખવામા આવ્યા હતા તેઓએ ફક્ત પોતાની પ્રતિજ્ઞાની ખાતર એક બીજાને બાઝીને, એક સ્વર પણ ઉચાર્યા વિના આનદ સાથે ધર્મની ખાતર જીવનની આહૂતિ આપી હતી કિન્તુ એક અ શ માત્ર પણ સ્વપ્રતિનામાથી ડગ્યા નહોતા આ નવા યુગમા જો કે તેઓનુ શરીર નાશ પામેલુ છે તથાપિ તેઓ ઇતિહાસના પાને નવો અવતાર ધારણ કરીને કીર્તિરૂપ દેવીની માળા સ્વક ઠે આરોપણુ કરી બીરાજે છે

પ્રતિજ્ઞા પાલક ચિતામા બળીને ભસ્મ થયા પશ્ચાત્ દેવાવતાર લેવા બરોબર પ્રતિજ્ઞાપાલન રૂપ કર્તવ્ય પ્રવૃત્તિ કરે છે ઉત્તમ સાહસિક પુરૂષ વિના પ્રતિજ્ઞારૂપ ચિતામા બળી ભસ્મસાત્ થઇ, અન્ય દેવાશી જીવન ગ્રહી શકાતુ નથી અમુક જાતના વિચારના આવેશમા આવીને પ્રતિના

શ્રહી શકાય છે, પણ પશ્ચાત્ પ્રતિજ્ઞા પાલનનો સમય અતિ દુષ્કર લાગે છે સર્વ પ્રકારના સુખોનો ત્યાગ કરીને પ્રતિજ્ઞા પાળવી પડે છે પ્રતિજ્ઞા પાળવામાજ અનેક મનુષ્યોના પ્રાણુની આહૂતિ અપાય છે, પ્રતિજ્ઞા પાલતા કિંચિત્ પણ પશ્ચાત્તાપ કરવો આવશ્યક નથી લોકલજ્જા, કાયરતા બીકણપણું વગેરે અવગુણોનો ત્યાગ કરીને પ્રતિજ્ઞા પાળવી જોઇએ પ્રતિજ્ઞા પાળવા માટે કોઇ સમયે શૂળી વા ફાસીના લાકડા પર ચડવાનો પ્રસગ પ્રાપ્ત થાય છે ઘરપરથી શીર્ષ જુદુ પ્રથમથી કરીને પ્રતિજ્ઞા પાલનમા પ્રવૃત્તિ કરવી પડે છે જે મનુષ્યો ડરકુમીયા જેવા હોય છે તેઓ પ્રતિજ્ઞારૂપ દિવ્ય ચિતામા પેસવાને અધિકારી નથી લાભાલાભનો, કર્તવ્યાકર્તવ્યનો વિવેક કરીને પ્રતિજ્ઞા ગ્રહણ કરવી જોઇએ, અને પશ્ચાત્ ક્ષત્રિયોની પેઠે કેશરીયા વા જુહાર કરીને પ્રતિજ્ઞાનુ પાલન કરવુ જોઇએ પ્રતિજ્ઞારૂપ ચિતામા બળી ભસ્મસાત્ થઇ મારે દિવ્ય પ્રમાણિક દેવજીવને જીવવુ છે એમ જો પૂર્ણ નિશ્ચય થાય તો કોઈ જાતની પ્રતિજ્ઞા લેવી જોઇએ કોઇ સિંહ સમાન શૂરો બનીને પ્રતિજ્ઞા ગ્રહે છે અને પાલતી વખતે શિયાળ સમાન બને છે કોઈ સિંહ પ્રમાણે પ્રતિજ્ઞા કરે છે અને સિંહ પ્રમાણે પ્રતિજ્ઞા પાળે છે કોઇ શિયાળ સમાનથઇ પ્રતિજ્ઞા કરે છે અને સિંહ સમાન બની પ્રતિજ્ઞા પાળે છે કોઇ શિયાળ સમ બની પ્રતિજ્ઞા ગ્રહે છે અને શિયાળ સમ પ્રતિજ્ઞા પાળે છે કોઇ પણ વચન, કોલ આપતા પૂર્વે વિચાર કરવો જોઇએ વચન અર્થાત્ કોલનુ પાલન કરવામા તો સતી જેમ ચિતામા બળીને ભસ્મ બને છે, તેમ આત્માર્પણ કરવુ જોઇએ પ્રાણપતિને ખોળામા લઇ સતીસ્રી ચિતામા બેસે છે, તેના મનમા મૃત્યુનો લવલેશ ભય રહેતો નથી પતિના પૂર્ણ પ્રેમથી સ્વપ્રાણોની અગ્નિને આહુતિ આપવામા તે જરા માત્ર અચકાતી નથી, તેમ પ્રતિજ્ઞા પાળવામા શૂરવીર મનુષ્યોએ પ્રવર્તવુ જોઇએ રાજપુતાનાના શિરછત્ર પિતાતુલ્ય રાણા ભીમસિંહ કેસરીયા કરીને અન્ય રાજપુતો સાથે વિદાય થયા તે પૂર્વે મહારાણી પદ્મિનીએ અન્ય રાજપુત સ્રીઓ તેમજ સુકુમાર બાળાઓ સાથે એક પ્રચંડ

અગ્નિ શિખામા સ્વતુચ્છદેહને હોમી દીધો—પૂર્ણાહુતિ આપી, પ્રતિજ્ઞાએ ભીમસિંહમા અનતબળની પ્રેરણા કરીને અલ્લાઉદ્દીનની પદ્મિનીને પરણવાની આશાને કાચા તતુની માફક નષ્ટ કરી નાખી અલ્લાઉદ્દીન ચિતોડનો ધ્વસ કરીને તેમા પેઠો પણ પછી તેને ચિતોડ સ્મશાન તુલ્ય ભાસ્યુ, ત્યારે નાસીપાસ થઇને તે નિચેની ગઝલ ગાવા લાગ્યો.

આયે યે મુલ્કકે બાસ્તે બસ ખાગ લે ચલે
હિજરાકા પદ્મિનિકે યહ આજાર લે ચલે— ૧

ઇમ હય જીદગી કે લીયે–હાય ક્યા કીયા
જખમી બનાકે લાખોકો–નાચાર લે ચલે— ૩

બસ્લે પદ્મકી દિલમે–નિહાયતથી આરજૂ
બદલે ખૂશીકે હમરતે–દિદાર લે ચલે— ૫

કિસ જીદગી પે' શહર યહ–વીરાના કર દીયા
અફસોસ બાજ કત્લકા એ લાર લે ચલે— ૭

ઉપરોક્ત કાવ્યથી આપણને એટલુ માલુમ પડે છે કે અલ્લાઉદ્દીન જેવા ક્રૂર, રાક્ષસને પણ ચિતોડની દશા જોવાથી આ ક્ષણભગુર દેહ છે એવી પ્રતીતિ થઈ હતી સતી સ્ત્રીઓના જીવન ખરેખર મનુષ્યના હૃદયપટ ઉપર ઘણીજ મારી છાપ પાડી શકે છે તેમજ જીવન એક શૂરવીર યોદ્ધાના જીવનને પણ પછાડી મૂકી દે છે શરીરાદિ સુખો ક્ષણિક છે તેના મોહથી મુઝાઇને અનતીવાર જીવો મૃત્યુના વશ થયા પરતુ પ્રતિજ્ઞા પાળવા માટે જેઓએ પ્રાણાહૂતિ આપી તેવા પુરૂષો જગતમા વિશ્વવદ્ય થઇ ગયા છે સર્વ જીવજતુને એક દિવસ મૃત્યુ વશ થવાનુ છે, પરતુ પ્રતિજ્ઞારૂપ ચિતામા બળીને પશ્ચાત પુનર્જીવન પ્રાપ્ત કરીને અમર થવાનુ હોય છે તે દશાએ મરીને પ્રતિજ્ઞા પાલનમા ઉત્તમ પુરૂષોની માફક આદર્શ બનવુ જોઇએ.

પ્રતિજ્ઞાથી પડ્યા પાછા, ખરા એ બાયલા લોકો,
પ્રતિજ્ઞાપાલને શૂરા, ખરા એ મર્દ ગણવાના—૭

વિવેચન—જે લોકો પ્રતિજ્ઞા પાળતા પાછા પડેલા છે તે ખરે ખર બાયલા, હીજડા નપુંસક છે, જેઓ પ્રતિજ્ઞા પાલન કરવામા શૂરા છે તે ખરેખરા મર્દ છે પ્રતિજ્ઞાથી પડેલાઓ આ વિશ્વમા પોતે બાયલા બને છે, અને અન્ય મનુષ્યોને પણ બાયલા બનાવે છે જે મનુષ્યો પ્રતિજ્ઞા કરી વિશ્વાસી બનીને પશ્ચાત્ વિશ્વાસઘાતક બને છે, તેઓ બાયલા છે જે લોકો પ્રતિજ્ઞાના કોલ કરીને અન્યના હૃદયમા પ્રવેશી વિશ્વાસીઓનો દ્રોહ કરી તેઓના હૃદયોનુ ખૂન કરે છે, તેઓ કર્મ ચ ડાલના કરતા મહા પાતકી બને છે સત્ય બોલવા વિગેરે ગને તે જાતની પ્રતિજ્ઞા કરવાના આવે—કોઇ વાત કોઇને ન કહેવાની પ્રતિજ્ઞા કરવામા આવે અને પશ્ચાત્ ક્રોધ, દ્વેષ, ઇર્ષ્યા, ફાટફુટ, ક્લેશાદિના વશ થઇ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવામા આવે તો પશ્ચાત્ જે જીવવુ તે રાક્ષસ જીવન સમાન જાણુવુ

એક બ્રાહ્મણી અને બીબીનુ ઘર પાસે હતુ બ્રાહ્મણી અને બીબીને મિત્રાચારી થઇ, તેથી બીબીની સગતથી બ્રાહ્મણીને માસ ભક્ષણ કરવાની ઇચ્છા થઇ, તેથી બીબીએ તેણીને માસ ખવરાવ્યુ બ્રાહ્મણીએ બીબી પાસેથી તે વાત અન્યને ના કહેવા ની પ્રતિજ્ઞા કરાવી. અન્ય કોઇ પ્રસગે બ્રાહ્મણી સાથે બીબીને લડાઇ થઇ બીબીએ બ્રાહ્મણીને ઘણી ગાળો દીધી પરતુ બ્રાહ્મણી તે વાત બાની કહી દેશે એવી બીકથી જરા માત્ર બોલી નહિ બીબીએ બ્રાહ્મણીને કાનમા કહ્યુ કે—તુ શા માટે ભય પામે છે જે વાતની પ્રતિજ્ઞાથી હુ બધાયલી છુ તે વાતને હુ કદાપિ સ્વપ્નામા જવા પામીશ પણ કોઇને કહીશ નહિ માટે મારી પ્રાથે બોલ આ દષ્ટાત ઉપરથી બોધ એ લેવાનો છે કે પરસ્પર ગ ' તનો વિરોધ છતા પણ જે બાબતની પ્રતિજ્ઞા કરી કોલ આપ્યો હોય તેનાથી ભ્રષ્ટ થવુ ન જોઇએ ગમે તેવી દશામા પ્રતિજ્ઞાથી પાછા પડીને બાયલા ન બનવુ જોઇએ વચનની ટેક જતા સર્વસ્વ જતુ રહે છે—નાશ પામે છે એક બાદશાહના મ્હેલની બારી ઉપર બેસી,

એક કાગડો નિત્ય કાઉ, કાઉ કરતો હતો, તેથી પાદશાહને ઘણીજ ચીડ ચડતી હતી પાદશાહે નોકરને તરવાર લાવવા હુકમ કર્યો પેલો નોકર તરવાર આપે તે પહેલા ચતુર કાગડો ઉડી ગયો આ પ્રમાણે નિત્ય બનવા લાગ્યુ બાદશાહે એક વખત નોકરને કહ્યુ કે જ્યારે હુ તરવાર માગુ ત્યારે મને બ દુક આપવી નિત્યનિયમાનુસાર કાગડો બેસીને રાજાને ચીડવવા લાગ્યો બાદશાહે તરવાર માગી-તેથી કાગડો તરવારના વચનથી ઉડયો નહિ બાદશાહે બ દુકનો બાર કરીને કાગડાના પ્રાણ લીધા કાગડો પૃથ્વી ઉપર તરફડવા લાગ્યો ત્યારે પાદશાહે તેને કહ્યુ કે તુ કેવો મર્યો ? કાગડાએ તેના ઉત્તરમા કહ્યુ કે હે પાદશાહ ! જરા વિચાર કર, હુ મર્યો નથી પણ તુ મર્યો છે કારણ કે તે વિશ્વાસઘાત કરીને વચન પાળ્યુ નથી વચન પાલટવાથી તુ બાયલો નામર્દ બન્યો છે, માટે તુજ મર્યો છે કારણ કે જે વચન પાલટે છે તે મરેલો છે પાદશાહ કાકની વાણીથી પશ્ચાત્તાપ કરવા લાગ્યો ઉપરોક્ત દૃષ્ટાતથી સાર એ લેવાનો છે કે જેઓ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે તેઓ મરેલાજ છે-નામર્દ છે-જેઓ પ્રતિજ્ઞા પાળવામા શૂરા છે તેઓજ પ્રમાણિક છે, ખરેખરા મર્દ છે પ્રતિજ્ઞા પાળક મનુષ્ય યશ કીર્તિ પ્રતિષ્ઠાને પામે છે પ્રતિજ્ઞા પાલકને આખુ વિશ્વ પૂજે છે માટે મનુષ્યોએ પ્રતિજ્ઞા પાળીને મર્દ બનવુ જોઇએ, અને ભીરૂત્વનો દેશ નિકાલ કરવો જોઇએ, કે જેથી સ્વર્ગમા દેવીઓ વિજય વરમાળને કઠમા આરોપે તેઓને વિજયશ્રી હ મેશા ભેટવાને તત્પર થાય-એવી રીતે તેઓએ પ્રતિજ્ઞા પાળવી જોઇએ ભર્તૃહરિએ નીતિ શતકમા કહેલુ છે કે—

> स्पृहयति भुजयोरन्तरमाय करवालकरतरहविदीर्णग् ।
> विजयश्रीर्वीराणा, व्युत्पन्न प्रौढवनितेव ॥

આત્મા અમર છે પુનર્જીવનમા પ્રતિજ્ઞા પાળક ઉચ્ચ જીવનને પ્રાપ્ત કરે છે. માટે નામર્દાઇનો ત્યાગ કરીને પ્રતિજ્ઞા પાળવામા શૂરા, વીર્યવાન્, સાહસિક, ધૈર્યવાન્ બનવુ જોઇએ.

---

# પ્રતિજ્ઞાભ્રષ્ટની સ્થિતિ.

સ્વય હસ્તે વચન આપી-ફરે તે ફેગટીઓ છે.
ફરી કાળુ વદન નિજનુ,-થતો હડધૂત જગમાહિ ૮.

વિવેચન—કોઇ પણ મનુષ્ય કોઇને કોઇ પણ બાબતનુ સ્વહસ્તે વચન આપીને ફરે છે તે ફેગટીઓ અર્થાત્ નગ્નો છે એવો નકામો મનુષ્ય પોતાનુ મુખ કાળુ કરીને વિશ્વમા હડધૂત થાય છે સ્વહસ્તે વચન આપી ફરી જનાર ફેગટીઓ મનુષ્ય સ્વમુખને કાળુ કરે છે એટલુજ નહિ પણ પશ્ચાત્ કોઇ પણ સ્થાને તે માન પામતો નથી, તેની લોકો નિંદા કરે છે, તેના બોલ ઉપર વા તેણે કરેલી પ્રતિજ્ઞા ઉપર કોઇને વિશ્વાસ આવતો નથી તે સ્વકર્મે સ્વઅપમાન માગળે છે, તેથી તે હાયવરાળ કરે છે અને તેનુ પરિણામ એ આવે છે કે તે જીવતા મૃતતુલ્ય થયેલોજ જણાય છે પ્રતિજ્ઞા એજ મનુષ્યનો આત્મા છે તેથી પ્રતિજ્ઞાપતિત મનુષ્ય જ જગમા હડધૂત થાય છે, એમા આશ્ચર્ય નથી લાલચ અને ભય વિગેરેથી ઘણા મનુષ્યો વચન ભ્રષ્ટ થાય છે સ્વહસ્તે કરેલી પ્રતિજ્ઞા થી કદાપિ જે મનુષ્યો ભ્રષ્ટ થતા નથી તેઓ દેદીપ્યમાન મુખે જગતમા જ્યા ત્યા ફરી શકે છે આપેલ વચન પાળનાર જગતમા જ્યા ત્યા સન્માન, આદર સત્કાર વિગેરે માન, નીય વસ્તુઓને પામે છે, અને નીચ દશામાથી વિમુક્ત થઇને ઉચ્ચ દશાની પ્રાપ્તિ કરે છે મરૂભૂમિનો એક મનુષ્ય નગુન્તરો થઇ ગુર્જર રાષ્ટ્રની રાજ્યધાની રાજનગર ઉર્ફે અમદાવાદમા આવી ચડ્યો તેને પાચ હજાર રૂપીઆની જરૂર પડી તેની પાસે કોઇ પણ વસ્તુ ન હતી કે જે તે કોઇપણ વેપારીને ત્યા બાના તરીકે મુકી શકે તેણે એક શાહુકારની પેઢી ઉપર આવી પાચ હજારની માગણી કરી, અને બાનામા પોતાની મૂછનો એક વાળ તોડીને આપ્યો શાહુકાર ચતુર હતો તેથી તેણે પ્રશ્ન કર્યો કે વાળ વાંકો છે, ત્યારે મારવાડીએ પ્રત્યુત્તર આપ્યો કે "વાકા પણ માકા હૈ" વાકો પણ મારો છે એ પર વિચાર

રાખી પાચ હજાર રૂપીઆ આપ્યા આજના અવિશ્વાસી જમા નામા તો જો કોઇ ઓળખીતો હોય તે પણ જરૂરીયાતના વખતે અન્ય બધુને મદદ તો ન કરે પણ બીજો આપતો હોય તેને પણ ન આપવાની સલાહ આપે છે શુ આ તે સમાજસુધારો ? વા રાષ્ટ્રસુધારો, વા દેશ ભક્તિ વા રાજભક્તિ વા પ્રેમ ભક્તિ ? કોઇ પણ મનુષ્ય કહી શકશે ખરો કે ? આ જમાનો અવિશ્વાસથી ભરપૂર નથી જે મનુષ્યો વચન આપીને પોતાની પ્રતિજ્ઞા સપૂણ રીતે પાળે છે તેઓજ ખરા વિશ્વાસને પાત્ર થાય છે અને તેઓ પ્રમાણિકતાને સ્વ-હૃદયમા સ્થાન આપે છે ઇતિહાસના પાના ઉથલાવતા માલમ પડશે કે અનેક મનુષ્યોએ પ્રતિજ્ઞા ભગ કર્યો છે પૃથ્વીરાજને સાતમી લડાઇમા પરાજય કરનાર શાહાબુદ્દીન ઘોરીને પૃથ્વીરાજે છ છ વખત પરાજય પમાડી હિદુસ્તાન બહાર અફઘાનિસ્તાનમા કાઢી મૂકયો હતો એટલુજ નહિ પણ પકડીને અભયદાન આપ્યુ હતુ અને ફરીથી હિદુસ્તાન ઉપર આક્રમણ નહિ કરવાની પ્રતિજ્ઞા કરાવી હતી, છતા શાહાબુદ્દીન ચડી આવ્યો વિશ્વાસી પૃથ્વીરાજ સો મણ લોહની બેડીઓમા જકડાયો અને પ્રતિજ્ઞા ભાગનાર શાહાબુદ્દીન દિલ્હી તખ્ત નશીન થયો, પણ શુ શાહાબુદ્દીન ખુદા તરફથી અમરપટો લઇને આવ્યો હતો ? તેનુ પણ પૃથ્વીરાજનાજ તીરથી શીર્ષભજન થયુ અને સદાને માટે દુર્ગતિમા ગયો—નામોશી લેતો ગયો—તથા પાક પરવરદિગારને ગુસ્સે કરતો ગયો—શાહાબુદ્દીન તો ગયો પણ તેની નામોશી ઇતિહાસના પાને હજી પણ પુકારતી રહી ગઇ છે ઔરગઝેબે શિવાજી મહારાજાને દરબારમા મુલાકાત લઇ પાછો વિદાય કરવાનુ વચન આપ્યુ હતુ બહાદૂર શિવાજી દરબારમા ગયો—કેદી બન્યો, પણ—કૂર, વિશ્વાસઘાતક ઔરગઝેબને થાપ આપી પોતાની વિમુક્તિ કરી ઔરગઝેબના શીરે કાળી ટીલી—નામોશી—બેનસીબી રહી ગઇ, પોતાના હસ્તે વચન આપીને જે ફરી જાયછે તે આ વિ-શ્વમા નકામો છે અથાત્ જીવનને માટે લાયક નથી પ્રતિજ્ઞાભ્રષ્ટ ખળના કરતા પણ હલકો છે વચન આપીને ફરી જનારા મનુષ્યો

હડકાયા કુતરાની માફક હડધુત થાય છે, અને ઠરીને ઠેકાણે બેસત નથી પુનર્ભવમા તેઓની બૂરી દશા થાય છે તેવા પુરૂષોના પાપ ધૂળથી જગત્‌મા અપવિત્રતા પ્રસરે છે, અને જાણે પૃથ્વી માતા તેવાઓનો ભાર સહન કરવા શક્તિમાન્ ન હોય તેમ દેખાય છે શુ જીવનમા પ્રતિજ્ઞા પાળવાની ઘણીજ આવશ્યકતા છે પ્રમાણિકતા પ્રાણની મૂર્તિ તુલ્ય ગણવી જોઇએ, અને વિશ્વાસ ભગ કદાપિ ભાને પણ ન કરવો જોઇએ એજ હિતશિક્ષા છે

પ્રતિજ્ઞા ભ્રષ્ટનુ મુખડુ, સદા માટે રહે ન્હીંલુ,
ચહે નહિ સ્વર્ગસુ દરીઓ, વચનના ઘાતકોને રે ૯

વિવેચન—પ્રતિજ્ઞા ભ્રષ્ટ મનુષ્યનુ મુખ સદા માટે ન્હીલુ રહે છે આનદજ્યોતિ તેના મુખ ઉપર સ્ફુરાયમાન થતી નથી સ્વર્ગની અપ્સરાઓ વચનના ઘાતકોને ચ્હાતી નથી તેવા મનુષ્યના મુખનુ તેજ ઘટે છે હૃદયની શક્તિયોની ક્ષીણતાની સાથે પ્રતિજ્ઞાભ્રષ્ટનુ મુખ મ્લાન થાય છે પ્રતિજ્ઞાપતિત મનુષ્યની વાણીમા શક્તિનુ માન્દ્ય સ્પષ્ટ દેખાઇ આવે છે તેથી તે વક્ષ સ્થળ બાહાર કાઢીને ચાલી શકતો નથી-તેમજ કોઇપણ પાસે હૃદયની માન્યતાઓને કાઢી શકતો નથી મૃત્યુ અવસ્થામા જે જે વસ્તુઓ-ચિન્હોનો પ્રાદુર્ભાવ થાય છે, તે ચિન્હો પ્રતિજ્ઞા ભ્રષ્ટમા દશ્યમાન થાય છે પ્રતિજ્ઞાભ્રષ્ટને તેનો આત્મા ( conscience ) ડખે છે તેનુ હૃદય તેના અકૃત્યના પ્રાયશ્ચિત્ત માટે ઉપદેશ દેતુ હોય એમ સમજાય છે પ્રતિજ્ઞાભ્રષ્ટ ખરા વખતે ઉંચુ મુખ કરીને બોલી શકતો નથી, અને તેના અનેક વિકાસમય વિચારોનો સકોચ વા નાશ થતો જાય છે પ્રતિજ્ઞાભ્રષ્ટ વીર્યહીન થાય છે, તેથી તે આત્મતત્ત્વની પ્રાપ્તિ કરી શકતો નથી વીર્યહીન મનુષ્યને સ્વર્ગની સુદરીઓ ઇચ્છી શકતી નથી જે મનુષ્યો પ્રતિજ્ઞા પાળતા મન વાણી અને કાયાની ખાખ કરી નાખે છે પ્રતિજ્ઞાથી લવલેશ ભ્રષ્ટ થતા નથી તેઓને સ્વર્ગની અપ્સરાઓ દેવીઓ-ઇંદ્રાણીઓ પણ માળા આરોપે છે તન, મન, ધન,

વિગેરે બાહ્ય પદાર્થોમા મુઝાવાથી પ્રતિજ્ઞા પાળવાથી ચ્યુત થવાય છે અને અધમ દશા પ્રાપ્ત થાય છે પ્રતિજ્ઞા પાળતા શરીરાદિ વસ્તુઓ નાકના મેલ સમાન છે, એવો જેનો દૃઢ નિશ્ચય છે, તેનામા ધૈર્યાદિ ગુણો ખીલી શકે છે, અને તે પ્રાણ અર્પણ કરી શકે છે તેથી જે દેવીઓ સ્વર્ગમા તેઓની ઇચ્છા રાખે છે, તેમા આશ્ચર્ય નથી વચનના ઘાતક કદાપિ ન થવુ જોઇએ બોલ્યા અને બોલ્યા ફોક એવી સ્થિતિથી દૂર રહેવુ જોઇએ

જે મનુષ્યો પ્રતિજ્ઞા પાલનરૂપ પ્રભુતાની આગળ સ્વજીવનને પાણીના પરપોટા સમાન અનુભવે છે તે મનુષ્યો ખરેખરી પ્રતિજ્ઞા પાળી શકે છે અને અન્ય કાયર મનુષ્યો આ ભવ અને પરભવથી ભ્રષ્ટ થાય છે એવુ અવબોધીને કદાપિ ભ્રષ્ટ ન થવુ જોઇએ

**વદેલા બોલ મુખમાહી, કદા પાછા નહી પેસે;**
**ખરેખર શૂરવીરોના, જગત્મા દેખશો જ્યા ત્યા ૧૦**

**વિવેચન**—શૂરવીર પુરૂષોના બોલેલા બોલો કદિ મુખમા પાછા પ્રવેશતા નથી, એમ ભવ્ય બાધવો તમે જગત્માં જ્યા ત્યા દેખશો તો જાણશો શ્રીયુત ગાધી મોહનલાલ કરમચદે દક્ષિણ આફ્રિકાના ટ્રાન્સવાલમા સત્યના આગ્રહની હિદીઓ માટે સરકાર સામે લડત ચલાવી અને બોલ્યા પ્રમાણે તેમણે કરી બતાવ્યુ પ્રતિજ્ઞા પાળક શૂરવીર ગાધીની પેઠે અન્ય દેશભક્ત, ધર્મભક્ત, મહાત્માઓ બોલેલા શબ્દો મુખમા પાછા પેસવા દેતા નથી જગત્મા મહા પુરૂષો બોલેલા શબ્દોને પ્રાણાતે પણ પાળે છે જગત્નુ રાજ્ય મળતુ હોય તો પણ તેની દરકાર કર્યા વિના તેઓ પ્રથમ પોતાના બોલેલા બોલોને પાળવા સ્વાર્પણ કરે છે મહાભારતના યુદ્ધમા ભીષ્મે અને અર્જુને જે દારૂણ પ્રતિજ્ઞા કરી હતી તે સપૂર્ણ રીતે પાળી હતી પ્રતિજ્ઞા પાળવી એ સર્વ ફરજોમા મોટી ફરજ છે જેણે પ્રતિજ્ઞાનુ પાલન કર્યું તેણે સર્વ ફરજો અદા કરી છે હસ્તીના દતુશળ બહાર નિકળ્યા તે નિકળ્યા તેમ મહાત્માઓ બોલ્યા તેથી કદાપિ પાછા ફરતા નથી પ્રતિજ્ઞા

પાલનમા જે શૂરવીર બને છે તે દેશવીર, ધર્મવીર, કર્મવીર, જ્ઞાનવીર, દાનવીર, યુદ્ધવીર, ભક્તવીર, આદિ વીર પુરૂષોની પદવીઓને પ્રાપ્ત કરી શકે છે સર્વ પ્રકારની વીરતાનુ બીજ ખરેખર પ્રતિજ્ઞા પાલન ગુણ છે, એવુ જાણીને શૂરવીર પુરૂષો બોલેલા બોલથી ચળાયમાન થતા નથી

कमठकुलाचल दिग्गजफणिपतिविधृतापि चलति वसुधेयम् ।
प्रतिपन्नममलमनसा न चलति पुसा युगान्तेपि ॥

( नीतिशतक )

વસુધા કાચબો, સાત કુલાચળ પર્વતો, દિશાઓમા રહેલા દશ ગજો અને શેષનાગથી પૃથ્વી ધારણ કરાઇ છે છતા તે ચલાયમાન થાય છે કિંતુ નિર્મળ બુદ્ધિવાળા મનુષ્યોનુ પ્રતિપન્ન યુગના અન્તે પણ ચલાયમાન થતુ નથી-પ્રતિના પાળકોજ નિર્મળ બુદ્ધિવાળા હોય છે

દશરથ રાજાએ કૈકેયીને વચનથી વર આપ્યો હતો રામને અયોધ્યાની ગાદી પર જે દિવસે બેસવાનુ હતુ તે દિવસેજ કૈકેયીએ દશરથ પાસે રામને રાજ્યાભિષેક ન કરવાની અને વનવાસ મોકલવાનો પ્રતિજ્ઞા પ્રમાણે વર માગ્યો કૈકેયીની અશુભ માગણીથી દશરથ નૃપ વારવાર મૂર્છાવશ થયા દશરથ મહાવીર હતા દશરથ રાજાએ રામને ફક્ત પ્રતિજ્ઞા પાળવા માટે આજ્ઞા કરી રામે બાર વર્ષ વનવાસ ભોગવ્યો આપણે દશરથ ભૂપાળના આપેલા વચનનો વિચાર કરવો જોઇએ સ્વવચન પાળવા માટે પ્રાણાધિક પ્રિય પુત્રને વનવાસની આજ્ઞા કરવી પડી અહાહા ! કેવી તેમની પ્રતિજ્ઞા ! દશરથ જેવા મહા પુરૂષો પોતાના બોલોને પાછા મુખમા પેસવા દેતા નથી શૂરવીરોના વચનો ભૂતકાળમા પાછા પેઠા નથી, આ કાળમા પણ પેસતા નથી અને ભવિષ્યમા પણ પેસશે નહિ દશરથ જેવા પ્રતિજ્ઞા પાળકના ગૃહે રામ જેવા મહા પુરૂષોત્તમ પુરૂષનો અવતાર થાય તેમા કઇ આશ્ચર્ય જેવુ નથી પ્રતિજ્ઞા પાળક શૂરવીરોથીજ આ જગતનુ સૂત્ર ચાલી રહ્યું છે ધનાદિક સર્વ વસ્તુની પ્રાપ્તિ થાય છે, પરતુ ઉચ્ચારેલા બોલો પાછા

આવતા નથી પ્રતિજ્ઞા પાલન ધર્મની જેટલી સ્તુતિ કરીએ તેટલી ન્યૂન છે અનેક શૂરવીર પુરૂષોએ કરેલી પ્રતિજ્ઞાઓ પાળીને વિશ્વમા સ્વનામને અમર કર્યું છે એવુ જાણીને નિશ્ચય પૂર્વક વચન-પ્રતિજ્ઞા પાળવામા સદા ધૈર્યથી તત્પર થવુ જોઇએ

---

## પ્રતિજ્ઞા પાલકની અમરતા.

---

**અમર દેહો નથી રહેતાં,-અમર મ્હેલો નથી રહેતા**
**પ્રતિજ્ઞા પાળકો જગમા-અમર રહેતા સદા નામે—૧૧**

આ વિશ્વમા જીવોના સદાને માટે અમર દેહો રહેતા નથી, અને તેમજ કોઈના અમર મહેલો રહેતા નથી પ્રતિપાળક મનુષ્યો સ્વ નામ થી અમર રહે છે જે જે વસ્તુઓની ક્ષણિકતા છે તેનો મોહ ધારણ કરીને શા માટે પ્રતિજ્ઞા પાલન ગુણથી ભ્રષ્ટ થવુ જોઇએ ? પ્રતિજ્ઞા પાલન ગુણથી કીર્તિ, પ્રતિષ્ઠા અને ગુણાદિની પ્રાપ્તિથી આ વિશ્વમા અમર રહી શકાય છે પ્રતિજ્ઞા પાળવી એ કઇ નાની સૂની વાત નથી હજારો મનુષ્યો પ્રતિજ્ઞા લે છે પરતુ તેમાથી એક બે ખરેખરી રીતે પાળી શકે છે ભગતીયા તેલની પેઠે પ્રતિજ્ઞા પાળવી દુષ્કર છે વિશ્વાસ ઘાતી દેશદ્રોહી, ગુરૂદ્રોહી, આત્મદ્રોહી અને મિત્રદ્રોહી મનુષ્ય ખરેખરી પ્રતિજ્ઞા પાળવાને શક્તિમાન્ થતો નથી, સ્વાર્થી મનુષ્ય પ્રતિજ્ઞા પાળ વાને દૃઢ થતો નથી બાહ્ય પદાર્થોમા અત્યત આસક્ત મનુષ્ય પ્રતિજ્ઞાથી વિમુખ રહેવાને હમેશા શક્તિમાન્ થાય છે જેને શરીર પર અત્યત રાગ છે, એવો મનુષ્ય પ્રતિજ્ઞા પાળવાને શક્તિમાન્ થતો નથી ક્ષણમા રૂષ્ટ થનાર અને ક્ષણમા તુષ્ટ થનાર મનુષ્ય પ્રતિજ્ઞા દેવીનુ આરાધન કરી શકતો નથી અવિશ્વાસ, અધૈર્યવાન્ મનુષ્ય પ્રતિજ્ઞા પાળવાને હિમતવાન હોતો નથી અન્ય મનુષ્યના ઉપર આધાર રાખનાર પરતત્ર

મનુષ્ય પ્રતિજ્ઞા પાળવાને શક્તિમાન્ થતો નથી અનેક જાતની નાઓથી હીન અનેલ મનુષ્ય પ્રમાદી બનવાથી પ્રતિજ્ઞા પાળવાને શક્તિ માન્ થતો નથી જેને પોતાના આત્મા ની કિંમત નથી અને અભિપ્રાયો પર આધાર રાખે છે તે અનિશ્ચયાત્મા પ્રતિજ્ઞા પાળવાને શક્તિમાન્ થતો નથી આ ભવમા જે કઇ છે તે છે એવો નાસ્તિક મનુષ્ય પ્રાય પ્રતિજ્ઞા પાળવાને શક્તિ ધરાવી શકતો નથી મનુષ્યોએ પ્રતિજ્ઞ' ગુણનુ પાલન થઇ શકે એવા ગુણો મેળવીને પ્રતિજ્ઞા દેવીના ભક્ત બનવુ જોઇએ સત્યયશા રાજાએ પ્રતિજ્ઞા પાલન કરવા માટે પોતાની પત્નીને પ્રાણાર્પણ કરવામા કિંચિત્ ન્યૂનતા પણ રાખી ન હતી, તેથી તેમના પર દેવતા પ્રતિજ્ઞા દેવી પ્રસન્ન થઇ હતી મેઘરથ નૃપે પારેવાનો જીવ બચાવવાને, તેને શરણે રાખ્યુ હતુ અને પોતાનુ શરીર કાપીને સિંચાણને આપવાને તત્પર થયો, તેથી પ્રતિજ્ઞાપાલક મેઘરથ રાજાના ઉપર દેવતા તુષ્ટમાન થયા હતા એ પ્રમાણે પ્રતિજ્ઞા પાલન ગુણ ઉપર અનેક મહા પુરૂષોના દૃષ્ટાન્તો છે અનેક પ્રતિજ્ઞાપાલકો પોતાના નામથી અમર થયા, થાય છે અને ભવિષ્યમા થશે એવુ જાણીને પ્રતિજ્ઞા પાળવામા સ્થાપણ કરવામા કદાપિ પાછા ન પડવું જોઇએ ।

---

# પ્રતિજ્ઞાપાલકની કીર્તિ.

પ્રતિજ્ઞા પાળનારાની-જગત્માં જીવતી કીર્તિ,
ભલે હો રંક વા ગજા-જીવન્તા શાસ્ત્રના પાને—૧૨

પ્રતિજ્ઞા પાલકની વિશ્વમા જીવતી કીર્તિ રહે છે પ્રતિજ્ઞાપાલક રંક હોય વા રાજા હોય પરતુ તે શાસ્ત્રના પાને જીવતા રહે છે અહાહા ! પ્રતિજ્ઞાપાળકોને ધન્ય છે કારણ કે તેઓના શરીર નષ્ટ થયા છતાં તેઓની કીર્તિ તો જીવતી રહે છે પ્રતિજ્ઞાપાળકની કીર્તિ અમર રહે છે હીજડા, ખુશામતખોર, ઘાલઘુમણીઆ, પાપબુદ્ધિવાળા મનુષ્યો પ્રતિજ્ઞા પાળી શકતા નથી લાખોવાર લાભાલાભનો વિચાર કરીને કોઇપણ પ્રતિજ્ઞા કરવી આખી દુનિઆ અગડબગડ સમજી અને બુદ્ધિ ફેરવવા માગે તથાપિ સ્થિરપ્રજ્ઞાથી ભ્રષ્ટ થઇ કદાપિ પ્રતિજ્ઞા ભ્રષ્ટ થવુ જોઇએ નહિ ગમે તે જાતની પ્રતિજ્ઞા પાળવાથી આત્મશક્તિ ખીલે છે, અને આત્મામા પરમાત્મ પ્રભુનો અનુભવ આવે છે બુદ્ધિવાદના કરતા હૃદય વાદની પ્રતિજ્ઞા અત્યુત્તમ, અત્યુત્કૃષ્ટ અને અત્યત ગાત્વિક હોય છે પ્રતિજ્ઞાનુ પાલન કરવાથી કાયરપણુ નષ્ટ થાય છે, અને વિશ્વ પ્રતિ અનેક પ્રકારના ઉપકારો કરી શકાય છે પ્રતિજ્ઞા પાળકમા વીર્યની સ્ફુરણા થાય છે, અને તેથી તે ઝગમગતા સૂર્યની પેઠે પરોપકારાર્થે આત્મભોગ આપીને પ્રતિજ્ઞાયુક્ત કર્તવ્ય ધર્મનુ આચરણ કરી શકે છે, તેથી તે કીર્તિ કમળાની પ્રાપ્તિની સાથે ઇતિહાસના પાને જીવતો રહે એમા કાઇ આશ્ચર્ય નથી

પ્રિય વાચકો ! તમો જો તમારી જીવનદોરીને પવિત્ર, ઉચ્ચ અને પરોપકારી બનાવવા ઇચ્છતા હોય તો તમો પ્રથમ નાની નાની પ્રતિજ્ઞાઓ કરીને તેઓને પાળવામા પ્રવૃત્તિ કરો, પશ્ચાત્ પ્રતિજ્ઞા પાળકનુ મહત્વ અને તેની કીર્તિનો ખ્યાલ તમને આવશે પ્રતિજ્ઞા પાલનમા સ્વતની આહૂતિ આપવાથી કીર્તિ, પ્રતિષ્ઠા, યશની પ્રાપ્તિ થાય છે સર્વ

યાની સાથે રૂશીયાની મિત્રાચારી હતી રૂશિયાની સાથે ફ્રાંસને કરાર હતા અને ફ્રાન્સની સાથે સમુદ્રનુ સામ્રા ત્ય ભોગવનાર મહ ઇંગ્લીશ નેશનને કોલકરાર હતા તેથી રૂશીયા લડાઇમા ઉ ફ્રાન્સ પણ રૂસીયાના પક્ષમા લડાઇમા ઉતર્યું લાખો વા કરોડો મ ષ્યોનો ભોગ આપીને તે પ્રતિજ્ઞા પાલન ગુણુની પ્રતિષ્ઠાથી વિશ્વ જીવતી કીર્તિને પામ્યુ છે ઇંગ્લાંડ, મિત્રાચારીની પ્રતિજ્ઞાથી થઇને બેલજીયમ, ફ્રાન્સ વિગેરે મિત્રરાજ્યોના પક્ષમા ઉતરીને હ હિન્ન કીર્તિને ફેલાવી શકુ છે પ્રતિજ્ઞાથી બધાયા બાદ બાહ્ય આશાથી સ્વકોલથી ભ્રષ્ટ થવુ એ કોઇપણ શૂરવીર કોમને વા શોભાસ્પદ નથી સ્વાર્થ લાલચથી પ્રતિજ્ઞા ભ્રષ્ટ થનારને અપકી જગત્મા પ્રાપ્તિ થાય છે અત એવ મનુષ્યોએ પ્રતિજ્ઞા પાળીને શા સ્રના પાને જીવતા થવા સદા ઉધમી થવું જોઇએ—સદાકાળ પાલનમા આત્મવીર્ય સ્ફુરાવવુ જોઇએ, કોઇપણ રાષ્ટ્રની વા અવનતિનો આધાર રાષ્ટ્રીઓ ઉપર રહેલો હોય છે તેની સાથે રાષ્ટ્રીઓ પ્રતિજ્ઞા બદ્ધ જીવન ગાળતા હોય છે તો કદાપિ તિના ચક્રમા ઘસડાઇ જતા નથી બહાદૂર પ્રતિજ્ઞા પાલકો કોઇ તિના શિખર ઉપર રાષ્ટ્રને લાવતા કાળક્ષેપ કરતા નથી પાળક હમેશા વીર, ધીર, અને બાહોશ હોય છે, જે મનુષ્ય ત્રણ ગુણોમાથી એકમા પણ ન્યૂનતા ધરાવતો હોય તો તેણે ગુણ પ્રાપ્તિને માટે સતત ઉદ્યોગ કરવો જોઇએ

અહો એ ધન્ય માતાને—અહો એ ધન્ય પાલકને
અહો જેનાજ સ તાનો—પ્રતિજ્ઞા બોલીને પાળે—૧૩

જેના સતાનો પ્રતિજ્ઞાનાં વચનો બોલીને પ્રતિજ્ઞાનુ પાલન કરે છે, તેના માતપિતાને ધન્યવાદ ઘટે છે માતાઓ અને પિતાઓએ પ્રતિજ્ઞા પાલન માટે આત્મભોગ આપવો જોઇએ " બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા " એ કહેવતના સારનુ ખાસ મનન કરીને તે પ્રમાણે સતાનોને પ્રતિજ્ઞા પાલનમા સ્થિર કરવા પોતે પ્રથમ તે પ્રમાણે અવર્તવુ જોઇએ પુત્રોમા અને પુત્રીઓમા પ્રતિજ્ઞા પાલન ગુણ સ્થિર

કરવા માટે પ્રથમ પ્રતિજ્ઞા પાલનના આદર્શ સ્વરૂપ માતાઓ અને પિતાઓએ બનવુ જોઇએ માતા અને પિતાના ગુણોનુ અનુકરણ પ્રાય સતાનો કરી શકે છે જેના માતપિતાએ પ્રતિજ્ઞા પાલનમા સ્વાર્પણ કર્યું હોય છે, તેના પુત્રોમા પ્રાય વારસામા તે ગુણ ઉતરી શકે એમા આશ્ચર્ય નથી પ્રતિજ્ઞા પાળવામા પુત્રો અને પુત્રીઓ આત્મભોગ આપે છે તો તેથી માતાપિતાને ધન્યવાદ ઘટે છે માતાપિતાએ સ્વસતાનોને પ્રતિજ્ઞા પાલન ગુણમા સ્થિર કરવા જોઇએ

કૂપમા વારિ હોય છે તો હવાડામા આવે છે, તદ્વત્ પ્રતિજ્ઞા પાલન ગુણ ખરેખર માતાપિતા અને ધર્મ ગુરૂઓમા હોય છે તો તે પુત્રોમા સ્વભાવે પરિણમે છે તુલસીદાસ કહે છે કે —

" જનની જણજે ભક્ત જન, કા દાતા કાં શૂર
" નહિ તો રહે જે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

પ્રતિજ્ઞા પાલનમા ભક્ત અને પ્રતિજ્ઞા વચન આપવામા પ્રસગે દાતા તથા પ્રતિજ્ઞા પાલન ગુણમા શૂર એવા પુત્રોને હે જનની ! તુ જન્મ આપજે માતા ! તુ સ્વપુત્રોને પ્રતિજ્ઞા પાલન ગુણમા ઉત્તમ પુત્રોને બનાવજે કે જેથી સ્વસતાનો પ્રતિજ્ઞા, ટેક, કોલકરાર, વચન, પાળવામા શૂરા, આત્મભોગી, વીર, ધીર અને સાહસિક બની શકે આ બાબતમા માતાપિતાઓ અત્યત કાળજી રાખે છે તેઓને ધન્યવાદ ઘટે છે પ્રતિજ્ઞા પાળક સતાનોથી માતા અને પિતાનુ મુખ ઉજ્જ્વળ થાય છે, અને તેઓના નામ ઇતિહાસના પાને અમર થાય છે જેના સતાનો પ્રતિજ્ઞા, ટેક, કોલથી ભ્રષ્ટ થાય છે, તેના માતાઓ અને પિતાઓ અપયશના વાદળા વ્હોરી લે છે માતાઓએ અને પિતાઓએ પુત્રોને પ્રતિજ્ઞા પાળવામા આત્મભોગી બનાવવાજ જોઇએ

હે ભારત માતા ! ક્યારે આપના સતાનો પ્રતિજ્ઞા ધર્મને સમજતા થશે, માતાની કૃપા હમેશા સતાનો ઉપર રહેલીજ છે, ત્યારે શુ માતા તુ અમને પૂર્વવત્ સુશિક્ષણ આપતા પ્રતિબંધક થયા છો ? હજી રામાયણ અને મહાભારતના અમુલ્ય પુસ્તકો કાળના ચક્રમા નાશ

પામવા નથી પામ્યા-માતા તારા પ્રત્યેક સંતાનોને દરરોજ ઉપરોક્ત પુસ્તકોનો પ્રાત કાળમા પાઠ શિખવા કટિબદ્ધ કરાવીએ જેવાની દરરોજ પ્રતિજ્ઞાઓનુ મનન કરવાની શુ આવશ્યકતા નથી ? ભીમે દુર્યોધનની જંઘા ફાડવાની પ્રતિજ્ઞા પૂર્ણ કેવી રીતે કરી તેનુ તદ્દ ભારતવાસીઓમ દૃઢ શુ નહિ થાય ? કૃષ્ણનો અર્જુન પ્રતિ પ્રતિજ્ઞામા દૃઢ થવાનો બો તારા સંતાનોમાથી નાશ પામ્યો ત્યારેજ હે માતા તારા દુષ્ટ સંતાનો લીધે તારી પોતાની દુર્દશા થઇ. ભારત માતાના સંતાનોએ પરિપૂ સ્વાર્પણ કરીને પ્રતિજ્ઞા પાળવામા સદા તત્પર રહેવુ જોઇએ

> અહો એ ધન્ય ભૂમિને, અહો એ ધન્ય છે કુળને,
> પ્રતિજ્ઞા પાળકો ઉપજે-રહે ઇતિહાસના પાને.—૧૪

જ્યા પ્રતિજ્ઞા પાળકો ઉપજે છે એવી ભૂમિને અહો ધન્ય છે તેમજ એવા કુળને ધન્ય છે, ધ ન તે ન ગરી, ધન્ય વેળા-ઘડી, ધન્ય પિતા કુળવંશ જિનેશ્વર ( ધર્મનાથસ્તવન ) શ્રીમદ્ આનંદઘનજી મહાત્મા કથે છે કે જે તીર્થંકરો જ્યાં જન્મ્યા તે ભૂમિ, નગરી, તે વેળા, તે વંશ અને તે કુળને ધન્યવાદ ઘટે છે પ્રતિજ્ઞા પાળકમા મહા શૂર લોકોત્તર વીર તીર્થંકરોની પ્રતિજ્ઞાઓથી આર્યાવર્ત સદા મગરૂર છે પ્રતિજ્ઞા જે દેશની ભૂમિમા પળાય છે તે ભૂમિને ધન્યવાદ ઘટે છે ગ્રીસ કરતા, ઇજીપ્ત કરતા, આર્યાવર્તમા અનેક પ્રતિજ્ઞા પાલક મનુષ્યો ઉત્પન્ન થાય છે તેથી આર્યાવર્તની ભૂમિને ધન્યવાદ ઘટે છે પ્રતિજ્ઞા પાલકોથી જે ભૂમિ સ્પર્શાય છે તે ભૂમિમા તેવા પ્રકારના આન્દોલનો પ્રગટે છે, અને તેથી ત્યા પ્રતિજ્ઞા પાલક સંતાનોની ઉત્પત્તિ થાય છે સર્વ દેશોમા ભારત ભૂમિની શ્રેષ્ઠતા છે, તેનુ કારણ એ છે કે ત્યાં અનેક પ્રતિજ્ઞા પાલક મહાત્માઓ-યોદ્ધાઓ પૂર્વે થયા હતા ભવિષ્યમા પણ ભારત માતાના ઉદરમાથી અનેક પ્રતિજ્ઞા પાળક વીરો પ્રગટશે. પ્રતિજ્ઞા પાળકોના કુળો વખણાય છે ભારતમા જે જે જાતો ઉત્તમ ગણાય છે તેનુ કારણ એ છે કે તે જાતિયોમા પ્રતિજ્ઞા પાળકો થયા હતા ખરેખર પ્રતિજ્ઞા પાળક મનુષ્યો ઇતિહાસના પાને અમર રહે છે જે ભૂમિમા, દેશમા પ્રતિજ્ઞા પાળકો ઉદ્ભવે છે તે ભૂમિ સર્વ દેશોમા

ખણાય છે આર્યાવર્તમા જેમ મરૂસ્થળ રાજપુત રમણીઓને માટે થા પ્રતિજ્ઞા પાળક ક્ષાત્ર વીગેને માટે મેવાડ વખણાય છે તેમ જે દેશોમા પ્રતિજ્ઞા પાળકો ઉદ્ભવે છે, તેઓના પવિત્ર વાતાવરણથી આનાપાળક મનુષ્યોનો વિશેષત પ્રાદુર્ભાવ થાય છે જે કુળમા પ્રતિજ્ઞા પાળક મનુષ્યો જન્મ ધારણ કરે છે, તે કુળની સર્વત્ર ખ્યાતિ પ્રસરે છે અમુક અમુક કુળો અમુક અમુક ગુણને લીધે જેમ રૂઢ ખ્યાતિવાળા થયેલા હોય છે, તેમ પ્રતિજ્ઞા પાળક મનુષ્યો જે કુળમા વિશેષ ઉદ્ભવે છે તે કુળ પણ પ્રતિજ્ઞા પાલન માટે વિશ્વમા ખ્યાતિને પામે છે શીખ અને ગુરખાઓની જાત પ્રતિજ્ઞાપાલન ગુણને માટે વખણાય છે શિશોદિયા રાજપુત્રો રણભુમિમાથી કદાપિ પ્રયાણ ન કરી જાય તેના માટે વખણાય છે

વિદ્યાની પ્રગતિ માટે બંગાળમા ટાગોરનુ કુટુંબ વખણાય છે સતી સ્ત્રીઓના પ્રાદુર્ભાવ માટે ગોહિલ અને ચાવડા રજપુતોનુ કુળ વખણાય છે રાજ્ય વ્યવસ્થા-કારોબાર માટે બ્રિટિશ રાજ્ય પ્રસિદ્ધ છે સાયન્સ વિદ્યાની પ્રગતિ માટે જર્મની વખણાય છે સ્વાર્પણ જીવન માટે જાપાનિઝો વખણાય છે, તેમ પ્રતિજ્ઞા પાલન ગુણને માટે જે જે કુલોના મનુષ્યોએ આત્મસમર્પણ કર્યું હોય છે, તે તે વંશો ખ્યાતિને પામ્યા છે મનુષ્યોએ પોતાના દેશમા અને પોતાના કુળમા પ્રતિજ્ઞા પાલક મનુષ્યો ઉદ્ભવે એવા સદ્વિચારો અને આચારોનો ફેલાવો કરવો જોઇએ, કે જેથી પોતાના દેશની અને કુળની વિદ્યુત્ વેગે પ્રગતિ થયા કરે પ્રતિજ્ઞા ગુણ પાલન કરનારા જનો પ્રગટયા વિના દેશનો અને કુળનો ઉદ્ધાર થતો નથી દેશનો અને કુળનો ઉદ્ધાર કરવા માટે અને દેશ અને કુળને ઇતિહાસના પાને સુવર્ણાક્ષરે અમર કરવા માટે કુળના મનુષ્યોએ મન, વચન અને કાયાથી અપૂર્વ પ્રતિજ્ઞા પાલન પ્રયાસ કરવો જોઇએ કે જેથી પ્રતિજ્ઞા પાળક મનુષ્યોની ભૂમિ અને કુળની ઉજ્જવળતા સર્વત્ર સર્વ દેશોમા શશિસમ દેદિપ્યમાન થઇ રહે

અહો એ ધન્ય ગુરૂઓને-અરે જેના હૃદય શિષ્યો ?
પ્રતિજ્ઞામા અડગ રહીને-ગુરૂનુ નામ દીપાવે—૧૫

અહો એ ગુરૂઓને ધન્ય છે કે જેના હ્રદય શિષ્યો પ્રતિજ્ઞા પાલન સ્થિર રહીને ગુરૂનું નામ દીપાવે છે ગુરૂનુ હ્રદય લીધા વિના હૃદ શિષ્યત્વ પ્રાપ્ત થતુ નથી હૃદયનુ ગુરૂને સ્વાર્પણ કરીને તેમજ ગુરૂનુ હૃદય લેઇ હૃદયરૂપ થઈને જેઓ વર્તે છે તે હૃદ શિષ્યો કહેવાય છે ગુરૂ હૃદય લેવુ અને સ્વહૃદય અર્પણ કરવુ વિચાર શ્રેણિની બાહેર છે, એટલુ જ નહિ પણ મુશ્કેલ છે ગુરૂના યમા જે સદ્‌વિચારો હોય તેને પોતાના તરીકે પરિણમવવાથી હૃદય તરીકે બનવાનો શિષ્યને અધિકાર પ્રાપ્ત થાય છે ગુરૂના હૃદય વર્તનારા ક્ષાત્રયોગી, કર્મવીર શિષ્યો પ્રતિજ્ઞા પાલનમા કટિબદ્ધ સ્વાત્મોન્નતિ કરી શકે છે હૃદય શિષ્યો, પ્રતિજ્ઞાઓનુ પાલન કરી વિશ્વમા ગુરૂનુ નામ દીપાવી શકે છે, અને તેથી વિશ્વમા તેઓના ગુરૂઓ ધન્યવાદ પ્રાપ્ત થાય છે કોઇ પણ શિષ્ય જ્યારે ગુરૂના હૃદય રૂપ બ છે, ત્યારે તે પ્રતિજ્ઞા પાલન કરવાને શક્તિમાન્ થાય છે અત્યત શુદ્ધ પ્રીતિ, વિનય અને બહુમાનથી પોતાના ગુરૂનુ હૃદય લેવાને શક્તિ માન થાય છે ગુરૂઓએ નાનકગુરૂની માફક તેમજ ગુરૂ ગોવિંદસિહની માફક હૃદય શિષ્યો બનાવવા જોઇએ ગુરૂ ગોવિંદસિહનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે શત્રુઓને મારીને પણ સ્વધર્મનુ રક્ષણ કરવું स्वधर्म प्रतिपद्यस्व, जहि शत्रुन् समागतान् ( महाभारत ) ધર્મવીર ગોવિંદસિહ વિક્રમ સવત્ ૧૭૨૩ ના જ્યેષ્ઠ સુદી સપ્તમીને શનિવારે મધરાતે પટનામાં થયો હતો સ્વપિતા તેગ બહાદુરજીનો ઔરગઝે બના હુકમથી ઘાત થયો છે એવુ જાણતાજ પોતે પ્રતિજ્ઞા લીધી કે મારા પિતાનુ વેર લેવું જોઇએ, કારણ કે મારા પિતાએ ઇસ્લામ ધર્મ ન સ્વીકાર્યો,—" શિર આપ્યુ પણ ધર્મથી પતિત નજ થયા " ઉપ રોક્ત પ્રતિજ્ઞા કર્યા પછિ તેઓએ ખાલસા ધર્મ ફેલાવવા માડયો અને સર્વ સામગ્રીઓ તૈયાર કરવા માંડી પોતાના મહાન્ ધર્મકાર્યમા તેમને હૃદયશિષ્યોની જરૂર પડી અને ભવાનીને ભોગ આપવાનો છે માટે જે મારા હૃદય શિષ્યો હોય તેઓએ તૈયાર થઇ જવુ ગુરૂનુ ફરમાન થતા બીકણ, બાયલા, હીજડા, નપુંસક અને જીદગીને વ્હાલી ગણ

મનુષ્યો તો પરિષદ્‌માંથી પલાયનજ કરી ગયા, પણ પ્રથમ ક્ષત્રિય વીર દયાસિંહ સ્વશિરની પૂર્ણાહુતિ આપવાને તૈયાર થયો ગુરૂ તેને એક તંબુમાં લઇ ગયા, અને બીજાઓને માટે માગણી કરી ત્યારે ધર્મસિંહ નામનો એક જાટ તૈયાર થયો આ પ્રમાણે તેમણે બીજા ત્રણ શિષ્યોની પસંદગી કરી તેઓના નામ હિંમતસિંહ નામનો એક કહાર, મોહકચંદ નામનો એક રંગરેજ, અને છેલ્લો સાહેબસિંહ નામનો હજામ. ઉપરોક્ત પાંચે શિષ્યોજ ખરેખરા ગુરૂના હૃદયના શિષ્યો થયા ભારતમાં આ નવી ફેશનની ફીસીયારીમાં તો ધર્મગુરૂઓની ઉપેક્ષા કરનાર ઘણા મનુષ્યો દેખાય છે, ને મોજશોખમાં કરોડોનો ધાણ કાઢી નાખવો તેમાં કોઇ પણ જાતની હરકત નહિ પણ મહાત્મા, સંત પુરૂષોને જીવન ટકાવવા અન્ન આપવું તેમાં તો તેઓ હિંદુસ્થાનને ભાર રૂપ છે, નકામા છે–એવા ઘણાજ ઉત્તમ બિરૂદ આપતા અનેકજનો અચકાતાજ નથી જુવાનો ગુરૂઓને તમારા પ્રાણની આહુતિ આપો એટલે આપોઆપ સ્વર્ગમાં જવાને તૈયાર થશો શિષ્યોને, વિદ્યાર્થીઓને પ્રથમ પ્રતિજ્ઞા પાલન ગુણવડે મહાન્ બનાવવા જોઇએ જેનામાં પ્રતિજ્ઞા પાલન ગુણ આવે છે તેનામાં સ્વાભાવિક અન્ય ગુણોનો પ્રાદુર્ભાવ થાય છે–એવો દૃઢ નિશ્ચય ધારણ કરીને ગુરૂઓએ ટેક, પ્રતિજ્ઞા, કોલનો નિર્વાહ થાય એવું શિક્ષણ આપવું જોઇએ પ્રતિજ્ઞા પાલક ગુણી શિષ્ય પોતાના ગુરૂનું નામ દીપાવવા સમર્થ થાય છે પ્રતિજ્ઞા પાલન ગુણમાં શિષ્યોને દૃઢ કરવાથી ધર્મોદ્ધાર અને દેશોદ્ધાર કરી શકાય છે બોલેલું પાળવું એ પ્રમાણે શિષ્યોનું વર્તન થવાથી શિષ્યોની વિશ્વમાં પ્રતિષ્ઠા વધે છે અને તેઓ મહાભારત કાર્યો કરવાને શકિતમાન્ થાય છે પોતાના બોલો પાળવાની શિષ્યોની પ્રમાણિકતામાં વધારો થાય છે શિષ્યો જે જે કાર્યો કરે છે તેઓને અન્ય લોકો ધન્યવાદ પૂર્વક વધાવી લે છે ગુરૂ ગોવિંદસિંહ અને તેઓના પાંચ હૃદય શિષ્યોની પ્રતિજ્ઞાનું ખાસ કરીને દરેક મનુષ્યે મનન કરવું જોઇએ.

---

# પ્રતિજ્ઞા પાલકની ઉચ્ચજાતિ

અહો એ ધન્ય જાતિને, અહો જે જાતિમા જનમ્યા,
પ્રતિજ્ઞા પાળીને પૂરી, કરે છે ઉચ્ચ જાતિને. ૧

જે જાતિમા પ્રતિજ્ઞા પાળકો જન્મે છે તે જાતિને અને તે જાતિમા જન્મેલાઓને પણ અહો ધન્ય છે, જેઓ પ્રતિજ્ઞા પાળીને સ્વજાતિને ઉચ્ચ કરે છે તેઓને ધન્ય છે ભર્તૃહરિ નીતિશતકમા કહેલુ છે કે,

परिवर्तिनि ससारे, मृत. को वा न जायते ।
सजातो येन जातेन, याति वशसमुन्नतिम् ॥

પ્રતિજ્ઞા પાળકો જે જાતિમા ઉત્પન્ન થાય છે, તે જાતિની વિશ્વમા પ્રશસા અને પ્રસિદ્ધિ થાય છે ગમે તે જાતિનો મનુષ્ય હોય પરતુ જે પ્રતિજ્ઞાનુ પાલન કરે છે તેની જાતિ વિશ્વમા ઉચ્ચ ગણાય છે જે જાતિમા પ્રતિજ્ઞા પાળકોનો પ્રકાશ થાય છે, તે જાતિ વિશ્વમા અગ્રગણ્ય પદ પ્રાપ્ત કરે છે—આત્મવીર્યને સ્ફોરવીને અને આત્મ ભોગ આપીને પ્રતિજ્ઞાનુ પાલન કરી શકાય છે જેના હૃદયમા પ્રતિજ્ઞાનુ માન છે, તે સ્વજાતિને ઉન્નતિના ઉચ્ચ શિખર પર સ્થાપિત કરી શકે છે

જે જાતના લોકો પ્રતિજ્ઞાનુ પાલન કરે છે, તે જાતિનુ વિશ્વમા અમર નામ રહે છે સ્પાર્ટના લોકોથી ઇતિહાસનો જાણનાર ભાગ્યેજ', અજાણ્યો હશે તે બહાદુર જાતિના પરાક્રમો ગમે તેવા બહાદુર યોદ્ધાને કમકમાટ ઉપજાવ્યા વગર રહેતા નથી ત્રણ પુરૂષો દશહજાર યોદ્ધાના લશ્કરને મહાત કરે એ શુ આશ્ચર્યની વાત નથી ? આવા શૂરવીર યોદ્ધાઓ શાથી સ્પાર્ટાની ભૂમિમા પાકયા હતા તેઓ બાળકને એક નાની ટેકરી ઉપરથી ગબડાવી દેતા જો બાળક જીવતુ તો તેઓ સ્વજાતિની ઉન્નતિ કરી શકશે એવી માન્યતા રાખતા અને

ખર થતુ પણુ તેમજ એક નાનો સરખો સ્પાર્ટાનો દેશ મહાન્ રાજ્ય નો પરાજય કરે તે બધો પ્રતાપ શાનો હોવો જોઇએ ? ખરેખર શૂરતાનોજ તેઓ શૂરવીર પુરૂષો હતા એટલુ જ નહિ પણુ પ્રતિજ્ઞા પાળવામા પ્રાણુને પણુ હિસાબમા ગણુતાજ નહિ સ્પાર્ટન લોકો ખરે ખર પ્રતિજ્ઞા પાળકજ હતા

પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયેલી જાતિ વિશ્વમા નીચ ગણાય છે પ્રતિજ્ઞા પાળીને લોકો, ઉચ્ચ જાતિના બને એવુ શિક્ષણુ દરેક જાતિમા, કોમમા, વિભાગમા, દેશમા, મુલકમા, ખડમા અને આખા વિશ્વમા ફેલાવવુ જોઇએ કોઇ પણુ જાતનુ વચન પાળવામા આવે, કોઇ પણુ બોલ બોલીને અમુક કાર્ય સબધી પ્રતિજ્ઞા કરવામા આવે વા વચનથી બધાવુ પડે તો પશ્ચાત્ તે થકી વિઘ્નો આવતા પણુ તે જાતિ પ્રતિજ્ઞાથી વિમુખ થતી નથી અને તેના માટે પ્રાણુનુ અર્પણુ કરે છે તે જાતિને કરોડો ધન્યવાદો મળે છે પ્રતિજ્ઞા પાળીને જે લોકો સ્વજાતિને સર્વોત્તમ પદ પ્રાપ્ત કરાવે છે તેઓના નામને અને જન્મ સાફલ્યતાને ધન્ય છે પ્રતિજ્ઞા પાલનથી આત્મામા પ્રભુનુ તેજ પ્રગટે છે, અને દિવ્ય સુખથી ભરપુર આત્મા બને છે દરેક જાતમા પ્રતિજ્ઞા પાળકો ઉત્પન્ન થાય એવુ જાતિના આગેવાનોએ શિક્ષણુ આપવુ જોઇએ અને આધુનિક સ્પર્ધાના જમાનામા અન્ય જાતો કરતા સ્વજાતિ કરોડો માઇલ પાછળ ન રહે એવુ ખાસ લક્ષ આપવુ જોઇએ જ્યા પ્રતિજ્ઞા પાળવામા પ્રાણુ દેવામા આવે છે, ત્યા ઉત્તમ જાતિત્વ છે

**અહો જે દેશના લોકો–પ્રતિજ્ઞા પાળતા ટેકે,**
**ધરે નહિં મૃત્યુની પરવા–જગત્માં દેશ શોભાવે. ૧૭**

વિવેચન–અહો–જે દેશના લોકો ટેકવડે પ્રતિજ્ઞા પાળે છે અને મૃત્યુની પરવા ધરતા નથી તે દેશના લોકો સર્વ શક્તિઓને પ્રાપ્ત કરીને જગત્મા સ્વદેશને શોભાવી શકે છે પૂર્વે આર્યાવર્તના લોકો સર્વ દેશમા પ્રતિજ્ઞા પાળવામા વખણાતા હતા આર્ય દેશી મનુષ્યો પૂર્વે પ્રતિજ્ઞા પાળવામા મૃત્યુને પાણીના પરપોટા સમાન ગણુતા હતા.

# પ્રતિજ્ઞા પાલકની ઉચ્ચજાતિ.

અહો એ ધન્ય જાતિને, અહો જે જાતિમાં જન્મ્યા,
પ્રતિજ્ઞા પાળીને પૃગી, કરે છે ઉચ્ચ જાતિને. ૧૬

જે જાતિમા પ્રતિજ્ઞા પાળકો જન્મે છે તે જાતિને અને તે જાતિમા જન્મેલાઓને પણ અહો ધન્ય છે, જેઓ પ્રતિજ્ઞા પાળીને સ્વજાતિને ઉચ્ચ કરે છે તેઓને ધન્ય છે ભર્તૃહરિ નીતિશતકમા કહેલુ છે કે,

परिवर्तिनि ससारे, मृत को वा न जायते ।
सजातो येन जातेन, याति वशसमुन्नतिम् ॥

પ્રતિજ્ઞા પાળકો જે જાતિમા ઉત્પન્ન થાય છે, તે જાતિની વિશ્વમા પ્રશસા અને પ્રસિદ્ધિ થાય છે ગમે તે જાતિનો મનુષ્ય હોય પરતુ જે પ્રતિજ્ઞાનુ પાલન કરે છે તેની જાતિ વિશ્વમા ઉચ્ચ ગણાય છે જે જાતિમા પ્રતિજ્ઞા પાળકોનો પ્રકાશ થાય છે, તે જાતિ વિશ્વમા અગ્રગણ્ય પદ પ્રાપ્ત કરે છે—આત્મવીર્યને સ્ફોરવીને અને આત્મ ભોગ આપીને પ્રતિજ્ઞાનુ પાલન કરી શકાય છે જેના હૃદયમા પ્રતિજ્ઞાનુ માન છે, તે સ્વજાતિને ઉન્નતિના ઉચ્ચ શિખર પર સ્થાપિત કરી શકે છે

જે જાતના લોકો પ્રતિજ્ઞાનુ પાલન કરે છે, તે જાતિનુ વિશ્વમા અમર નામ રહે છે સ્પાર્ટાના લોકોથી ઇતિહાસનો જાણનાર ભાગ્યેજ અજાણ્યો હશે તે બહાદુર જાતિના પરાક્રમો ગમે તેવા બહાદુર યોદ્ધાને કમકમાટ ઉપજાવ્યા વગર રહેતા નથી ત્રણ પુરૂષો હજારહજાર યોદ્ધાના લશ્કરને મહાત કરે એ શુ આશ્ચર્યની વાત નથી ? આવા શૂરવીર યોદ્ધાઓ શાથી સ્પાર્ટાની ભૂમિમા પાકયા હતા તેઓ બાળકને એક ઉચી ટેકરી ઉપરથી ગબડાવી દેતા જો બાળક જીવતુ તો તેઓ સ્વજાતિની ઉન્નતિ કરી શકશે એવી માન્યતા રાખતા ખરે

ખર થતુ પણ તેમજ એક નાનો સરખો સ્પાર્ટાનો દેશ મહાન્ રાજ્યનો પરાજ્ય કરે તે બધો પ્રતાપ શાનો હોવો જોઇએ ? ખરેખર શૂરતાનોજ તેઓ શૂરવીર પુરૂષો હતા એટલુજ નહિ પણ પ્રતિજ્ઞા પાળવામા પ્રાણુને પણ હિસાબમા ગણુતાજ નહિ. સ્પાર્ટન લોકો ખરેખર પ્રતિજ્ઞા પાળકજ હતા

પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયેલી જાતિ વિશ્વમા નીચ ગણાય છે પ્રતિજ્ઞા પાળીને લોકો, ઉચ્ચ જાતિના બને એવુ શિક્ષણ દરેક જાતિમા, કોમમા, વિભાગમા, દેશમા, મુલકમા, ખડમા અને આખા વિશ્વમા ફેલાવવુ જોઇએ કોઇ પણ જાતનુ વચન પાળવામા આવે, કોઇ પણ બોલ બોલીને અમુક કાર્ય સબધી પ્રતિજ્ઞા કરવામા આવે વા વચનથી બધાવુ પડે તો પશ્ચાત્ તે થકી વિઘ્નો આવતા પણ તે જાતિ પ્રતિજ્ઞાથી વિમુખ થતી નથી અને તેના માટે પ્રાણુ અર્પણુ કરે છે તે જાતિને કરોડો ધન્યવાદો મળે છે પ્રતિજ્ઞા પાળીને જે લોકો સ્વજાતિને સર્વોત્તમ પદ પ્રાપ્ત કરાવે છે તેઓના નામને અને જન્મ સાફલ્યતાને ધન્ય છે પ્રતિજ્ઞા પાલનથી આત્મામા પ્રભુનુ તેજ પ્રગટે છે, અને દિવ્ય સુખથી ભરપુર આત્મા બને છે દરેક જાતમા પ્રતિજ્ઞા પાળકો ઉત્પન્ન થાય એવુ જાતિના આગેવાનોએ શિક્ષણુ આપવુ જોઇએ અને આધુનિક સ્પર્ધાના જમાનામા અન્ય જાતો કરતા સ્વજાતિ કરોડો માઇલ પાછળ ન રહે એવુ ખાસ લક્ષ આપવુ જોઇએ જ્યા પ્રતિજ્ઞા પાળવામા પ્રાણુ દેવામા આવે છે, ત્યા ઉત્તમ જાતિત્વ છે

**અહો જે દેશના લોકો—પ્રતિજ્ઞા પાળતા ટેકે,**
**ધરે નહિં મૃત્યુની પરવા—જગત્માં દેશ શોભાવે. ૧૭**

વિવેચન—અહો—જે દેશના લોકો ટેકવડે પ્રતિજ્ઞા પાળે છે અને મૃત્યુની પરવા ધરતા નથી તે દેશના લોકો સર્વ શક્તિઓને પ્રાપ્ત કરીને જગત્મા સ્વદેશને શોભાવી શકે છે પૂર્વે આર્યાવર્તના લોકો સર્વ દેશમા પ્રતિજ્ઞા પાળવામા વખણાતા હતા. આર્ય દેશી મનુષ્યો પૂર્વે પ્રતિજ્ઞા પાળવામા મૃત્યુને પાણીના પરપોટા સમાન ગણુતા હતા,

અર્થાત્ પ્રતિજ્ઞા પાળવા માટે મૃત્યુને હિસાબમા ગણતા નહોતા તેથી તેઓ દૈવી શકિતઓને ધારણ કરી શકતા હતા ગ્રીક લોકો પૂર્વે પ્રતિજ્ઞા પાળવામા શૂરા, ટેકીલા હતા તેથીજ તેઓ સર્વત્ર પ્રસિદ્ધ હતા અને આધુનિક જમાનામા ઇતિહાસના પાને ખ્યાતિથી દેદીપ્યમાન છે ભય, સ્વાર્થ, કાયરતા જે દેશમા વૃદ્ધિ પામે છે તે દેશના લોકો પ્રતિજ્ઞા પાલન ગુણથી ભ્રષ્ટ થતા જાય છે જે દેશના લોકો મૃત્યુની પરવા રાખે છે તે દેશમા ભીરૂ મનુષ્યોની ઉત્પત્તિ થાય છે અને તે દેશના લોકોમા પ્રતિજ્ઞા પાલન ગુણ રહેતો નથી તેથી તે દેશના લોકો ગુલામ, દાસ બનીને વરી જાતના પાદ તળે કચરાઇ જાય છે અને તે શૂરી જાતિ પદભ્રષ્ટ પ્રજાને ઉચ્ચ થવા દેતી નથી તથા જ્ઞાન, વિજ્ઞાન, રસાયણ, અને એવા અનેક વિજ્ઞાનોથી ઉચ્ચ દશા તે જાતિ પ્રાપ્ત કરે એવી અસત્ સ્થિતિને તેઓ પ્રાપ્ત કરવા દેતા નથી અસત્ સ્થિતિ પ્રાપ્ત કરવાને શૂરી જાતિ એનો બોધ આપે છે કે તમારી જાતિને પ્રતિજ્ઞા પાલન ગુણને માટે યોગ્ય બનાવો ઉપરોક્ત જાતિને પ્રભુની પ્રભુતા અને સદ્ધર્મની પ્રાપ્તિ થતી નથી, અને તેથી તે લોકો અજ્ઞાનરૂપ અધકારમા ઘસડાઈ જાય છે પ્રતિજ્ઞા ભ્રષ્ટ મનુષ્યોથી દેશની પડતી થાય છે જે દેશના લોકો ટેકથી-વચનથી ફરી જાય છે, તે દેશની વિદ્યુત્ વેગે અધોગતિ થાય છે જે દેશના લોકો પ્રતિજ્ઞાને પ્રાણ સમાન ગણીને તે માટે આત્મસમર્પણ કરવામા મહાન્ ધર્મ સમજે છે, તે દેશના લોકોના શીર્ષ પર સ્વાતત્ર્યનો અને પ્રગતિનો ભાનુ સદા ઝગમગે છે પ્રતિજ્ઞા એ પ્રભુ સ્વરૂપ છે પરમ પ્રતિજ્ઞાના આરાધનથી પ્રભુનુ આરાધન થાય છે જે દેશના લોકો પ્રતિજ્ઞા પાળવામા અત્યત શૂરા, રસિક હોય છે, તે દેશના લોકોને અન્ય દેશના લોકો તરફથી અનેક બાબતોમા કોટિશ ધન્યવાદ મળે છે સ્વદેશ પ્રેમીઓએ આ સ્વદેશની વિભૂતિ પ્રસરાવવી હોય તો તો મૃત્યુની પરવા કર્યા સિવાય પ્રતિજ્ઞા પાળવામા તત્પર થવુ જોઇએ કે જેથી સર્વ શુભોન્નતિની પ્રાપ્તિ થઈ શકે પ્રત્યેક દેશની પ્રજાએ પ્રતિજ્ઞા પાળવામા કાયરતાથી વિમુખ થવુ જોઇએ દેશોદય, ધર્મોદય,

વગેરે ઉદયના સન્મુખ ગતિ કરી શકાય એવી પ્રતિજ્ઞાઓથી કદાપિ પરાઙ્મુખ ન થવુ જોઇએ મૃત્યુને સ્વપ્રેમી મનુષ્ય ગણી નિશ્ચય પૂર્વક દેશના લોકોએ હાનિ લાભને વિવેક સપ્રાપ્ત કરીને પ્રતિજ્ઞા પાલનમા પ્રવૃત્તિ કરી જોઇએ-પ્રતિના-ટેક, કોલ, પાળવામા નવુ જીવન રહેલુ છે એમ સમજીને દેશના લોકોએ દેશાભિમાન પૂર્વક પ્રતિજ્ઞાઓને પાળવી જોઇએ જે દેશના લોકો પ્રત્યેક શુભ પ્રગતિપ્રદ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે તેઓને આ જીવનમા સુખની પ્રાપ્તિ થતી નથી, અને તેઓ ભવાતરે સુખી થવાની અભિલાષાને તિલાજલિ આપે છે જેઓ શુભ પ્રગતિપ્રદ પ્રતિના પાળવામા શરીર પ્રાણુને નાશ કરે છે તેઓને હમેશા જીવનમા સુખની પ્રાપ્તિ થાય છે, યશની પ્રાપ્તિ તેઓના જીવનમા નવો રસ પૂરે છે અતએવ દેશના લોકોએ પ્રતિજ્ઞા પાળીને સ્વદેશને વિશ્વમા વિભૂષિત કરવો જોઇએ

**અહો એ ધન્ય જીવ્હાને-વદી પાછુ ચહે નહિ જે;**
**અહો એ જીભ પર રહેતી-વચન સિદ્ધ અને કીર્તિ ૧૮**

**વિવેચન**-અહો ! એ જીંહાને ધન્ય છે કે જે જીંહા પ્રતિજ્ઞાનુ વચન વદીને પાછુ તેને ગ્રહણ કરતી નથી અહો ! જે જીંહા શબ્દ બોલીને પાછા ખેચી લેતી નથી તે જીંહાપર વચન સિદ્ધિ અને કીર્તિ રહે છે પ્રતિજ્ઞાયુક્ત જીંહાને ધન્યવાદ આપવામા આવે છે પ્રતિજ્ઞા પાળક મનુષ્યોની જીંહાને ધન્યવાદ ઘટે છે જે જીંહા પ્રતિજ્ઞા વચન બોલીને પાછુ ખેચી લે છે તે કુત્રીની ઉપમાથી પ્રસિદ્ધ થાય છે જીંહાની મહત્તા વચન બોલી પાછુ નહિ ખેચી લેવામા છે જીંહા કદાપિ પ્રાણાતે પણ બોલીને પાછુ ખેચી લેતી નથી તે જીંહા પર વચન સિદ્ધિ અને કીર્તિ રહે છે એમ યોગીઓ જણાવે છે વચન સિદ્ધિની ઉત્પત્તિની ઇચ્છા જેના મનમા હોય તેણે ભાષા સમિતિ પૂર્વક બોલ્યુ પાછુ ન ખેચી લેવાય એવા ઉપયોગ પૂર્વક બોલવુ જોઇએ "વીર્યપાત કરતા વચનનો પાત અનન્ત ગણો હાનિ કર છે" એવો અનુભવ કરીને બકવાદ, લવારો ત્યાગ કરીને પ્રતિજ્ઞાનુ પાલન થાય એવો દૃઢ સકલ્પ કરીને જીંહાથી બોલવુ જોઇએ

'બોલી બોલ્યા બોલી ફોક' એવી પ્રતિજ્ઞાવાળાને વચનની સિદ્ધિ પ્રાપ્ત થતી નથી સત્ય પ્રતિજ્ઞા પાલનમા દૃઢ સંકલ્પવાળા મનુષ્યોને વચન સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તે જીહ્વા કદાપિ પ્રતિજ્ઞાભગ્ન શબ્દોને ઉચ્ચારતી નથી એવી જીહ્વાપર વચન સિદ્ધિ વસે છે અને કીર્તિ વસે છે એમા જરા માત્ર સશય નથી પ્રતિજ્ઞા પાલન શબ્દોવડે જે જીહ્વા સદા શોભી રહે છે તે જીહ્વાપર સત્યના મહિમાથી બાર વર્ષે વચન સિદ્ધિ આવીને વસે છે અને જે કદાપિ નાશ ન થાય એવી કીર્તિ પ્રગટીને વસે છે તેથી તે જીહ્વા આ વિશ્વમા સરસ્વતીની પેઠે પૂજાય છે-સેવાય છે-અને મનાય છે વચન સિદ્ધિ અને કીર્તિની ઇચ્છાવાળાએ સત્ય પ્રતિજ્ઞાયુક્ત શબ્દો બોલીને તેઓથી કદાપિ પાછા ન ફરવુ જોઇએ આ જગત્‌મા જેટલી વિપત્તિયો છે, તેટલી વિપત્તિયો ખરેખર જીહ્વાથી જે જે શબ્દો બોલાય છે તે તે શબ્દોને પાછા ન ખેચી લેતા સામી ઉપસ્થિત થાય છે તો પણ જે બોલેલા બોલો પાળે છે તેના આગળ તે નમે છે અને પાછી ફરી જાય છે અને વચન સિદ્ધિ અને કીર્તિ આપીને તેઓ દુ ખને સ્થાને સુખ કરી દે છે

માટે જીહ્વાથી જે જે પ્રતિજ્ઞાના શબ્દો બોલવામા આવે તે શબ્દો પ્રમાણે વર્તવાને યોદ્ધાની પેઠે મરણીયા થઇને વર્તવુ જોઇએ આધુનિક સમયમા જે જે વચન સિદ્ધિવાળા મહાત્માઓ જણાય છે તેઓની જીહ્વાથી તેમના બોલો કદાપિ પાછા ખેચાતા નથી એમ ખાસ લક્ષમા રાખવુ જોઇએ મહાપુરૂષોના વચનો-બોલો કદાપિ ફરતા નથી એવો કુદરતી નિયમ છે, વિશ્વમા અનેક પ્રકારની સિદ્ધિયો છે આત્મોન્નતિ કરવા માટે સજ્જનોએ જીહ્વાથી બોલાતા પ્રતિજ્ઞાના શબ્દોને ખાસ પાળવા જોઇએ ભીષ્મપિતામહની દારૂણ પ્રતિજ્ઞાથી કોઇ પણ આર્ય અજાણ્યો હશે નહિ અનેક કાર્યને વિષે ઉત્કૃષ્ટ હમેશા પ્રતિજ્ઞા પાળવા માટે અને ભીષ્મ જેટલુ બળ મેળવવા માટે ભીષ્મ પિતામહનુ નામ પ્રાત સ્મરણીય છે

અહો એ ધન્ય માનવને-શિખાવે પાઠ અન્યોને,
બની આદર્શવત્‌ પોતે-ત્યજીને સર્વ સ્વાર્થોને. ૧૯

**વિવેચન**—અન્ય મનુષ્યોને પ્રતિજ્ઞા પાલનનો પાઠ જે સર્વ સ્વાર્થીનો ત્યાગ કરીને તથા આદર્શવત બનીને શિખાવે છે તે માનવને ધન્ય છે પ્રતિજ્ઞાને પાળીને અન્યજનોને કઇ કહે વામા આવે છે તેની અન્ય જનોપર સારી અસર થાય છે પોતાના આચરણની અન્યો પર જેવી અસર થાય છે તેવી ફક્ત કહેણીથી અસર થતી નથી ઇંગ્લીશમા કહેવત છે કે–' Examples are better than precepts ' વિશ્વમા પ્રતિજ્ઞા પાળક મનુષ્યો ઉત્પન્ન કરવા હોય તો પ્રથમ પોતે પ્રતિજ્ઞા પાળક બનવુ જોઇએ દુનિઆની આગળ બોલવાની જરૂર નથી, પરંતુ બોલીને તે પ્રમાણે વર્તવાની જરૂર છે સર્વ મનુષ્યોને કહેણી પ્રમાણે રહેણીની જરૂર છે દુનિયા, સૌની એવા પ્રતિજ્ઞા પાળક મનુષ્ય પાસેથી પ્રતિજ્ઞા પાલનનો પાઠ શિખીને તેને જેટલો આચારમા મૂકે છે તેટલો ભાષણની લવાઇથી આચારમા મૂકી શકતી નથી બોલીને તે પ્રમાણે વર્તી બતાવવાથી આદર્શ પુરૂષ બની શકાય છે પરંતુ બકબકાટ કરવા માત્રથી આદર્શ પુરૂષત્વ પ્રાપ્ત થઇ શકતુ નથી આ વિશ્વમા બોલીને ફરી જાય એવા મનુષ્યોનો પાર નથી, પણ બોલ બોલીને તે પ્રમાણે વર્તે એવા પુરૂષો તો લાખે એક મળી શકે છે ગુરૂ ગોવિંદસિંહના બે બાળકોને ઔરંગઝેબ બાદશાહની આજ્ઞાથી સરદારે ભીંતમા ચણી દીધા હતા પરંતુ બન્ને બાળકોએ પિતાના બોલ પ્રમાણે પ્રતિજ્ઞા પાલન કરવામા જરા માત્ર મૃત્યુનો ભય ગણ્યો નહિ, અને ભીંતમા ચણાઇને આ નાશવંત દેહને છોડી ગયા તેઓનુ આ કૃત્ય સાભળીને ગુરૂ ગોવિંદસિંહને આશ્ચર્ય સાથે ગ્લાનિ ઉદ્ભવી પરંતુ સાહેબની મરજી એવુ ઉચ્ચારીને તે બાળકોને ધન્યવાદ આપ્યો પ્રતિજ્ઞા પાલનમા આ દ્રષ્ટાંત સામાન્ય ગણી શકાય નહિ જે મુખે તે બાળકોએ સાહેબને–રામને–જપ્યા તેથી કદિ ભ્રષ્ટ થયા નહિ આ ઉપરથી સાર લેવાનો એ છે કે પ્રતિજ્ઞા પાળકોના જીવન ચરિત્રોથી તેઓ અન્યજનોપર સારી છાપ બેસાડી શકે છે માટે સુજ્ઞ મનુષ્યોએ મુખથી લવલવ–બકબકાટ–ન કરતા જે જે પ્રતિજ્ઞાઓ કરી હોય તેઓનુ પાલન કરવુ કે જેથી સ્વયમેવ વિશ્વ

જનોને અસર થાય, અને પ્રતિજ્ઞા પાળક બની શકાય પ્રતિજ્ઞા પાલન સબધમા આદર્શ પુરૂષ બનવા માટે સર્વ સ્વાર્થોનો ત્યાગ કરવો પડે છે-પ્રતિજ્ઞા પાલકોજ સત્પુરૂષો કહેવાય છે નીતિશતકમાં કહેલુ છે કે,

> एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थान्परित्यज्य ये
> सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।
> तेऽमी मानवराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये
> ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥

સ્વાર્થી મનુષ્યો રાક્ષસ જેવા છે તેથી તેઓ પ્રતિજ્ઞા પાલન કરી શકતા નથી સ્વાર્થી મનુષ્યો પ્રતિજ્ઞાને સ્વાર્થની ખાતર ત્યજી દેતા એક ક્ષણ પણ વિચાર કરતા નથી સ્વાર્થી મનુષ્યોના હૃદયમા પ્રતિજ્ઞા પાલનનુ મહત્વ હોતુ નથી તેથી તેઓ પ્રતિજ્ઞાઓ-કોલો-આપીને અન્ય મનુષ્યના હૃદયને-પ્રાણને સ્વાર્થ પ્રસગે ઘાત કરીને કર્મે ચ ડાળનુ પાપ પોતાના શીર્ષપર વ્હોરી લે છે સ્વાર્થી મનુષ્યો પ્રતિજ્ઞાઓ કરીને તેઓના બ્હાને અન્યજનોનો વિશ્વાસ મેળવીને તેઓને ઠગવામાં-દુઃખ દેવામા બાકી રાખતા નથી, સ્વાર્થી મનુષ્યો કોઇ જાતની પ્રતિજ્ઞા કરે છે, પરંતુ સ્વાર્થના લીધે તેઓનો વિશ્વાસ આવી શકતો નથી સ્વાર્થી મનુષ્યો-મિત્રદ્રોહી-ધર્મદ્રોહી-દેશદ્રોહી, રાજ્યદ્રોહી કૃતઘ્ની અને આત્મદ્રોહી બની મહાપાપના ભોક્તા બને છે, જેઓ સર્વ પ્રકારના સ્વાર્થોનુ બલિદાન કરીને પ્રતિજ્ઞા પાલનમા શૂરા બને છે તેઓ પ્રતિજ્ઞા પાલનમાં આદર્શ પુરૂષ બની અન્યોને પ્રતિજ્ઞા પાલનનો પાઠ શિખવી શકે છે વિશ્વમા એવા પ્રતિજ્ઞા પાળક આદર્શ પુરૂષો ઘણા પ્રગટો અને તેઓના આદર્શ જીવનથી વિશ્વમા સર્વત્ર સર્વ પ્રકારની ઉન્નતિ થાઓ

> અહો એ ધન્ય માનવને-બની વિશ્વાસની મૂર્તિ,
> જગત્માં સત્યને થાપે-ખરો એ શાહુકારજ છે. ૨૦

વિવેચન-અહો એ માનવને ધન્ય છે કે જે પ્રતિજ્ઞા પાલનથી સર્વત્ર વિશ્વાસની મૂર્તિ બનીને જગત્મા સત્યને સ્થાપી શકે છે ખરે

ખરૂ એવો માનવજ શાહુકારજ છે પ્રતિજ્ઞા પાલન વિના ખરૂ શાહુકાર પણુ પ્રાપ્ત થઇ શકતું નથી, જેની બોલીએ બંધ નહિ—જે બોલ બોલીને વારવાર ફરી જાય છે, તે શાહુકાર, શેઠ, પારેખ—ખરેખરો બની શકતો નથી બોલીને તે પ્રમાણે વર્તવાના પ્રમાણિકપણા વિના જગતમા શાહુકારીપણુ પ્રાપ્ત થતુ નથી. ખરેખરા શાહુકાર થવુ હોય તો પ્રતિજ્ઞા પાલન રૂપ સત્યને પ્રભુની પેઠે માન આપી પ્રવર્તવુ જોઇએ મહા પુરૂષના મુખમાંથી જે જે બોલ નીકળે છે તે પ્રતિજ્ઞા રૂપજ છે પ્રતિજ્ઞા પાલનથી વિશ્વનો વિશ્વાસ મેળવી શકાય છે " નામે શેઠ રળી ખાય અને નામે ચોર માર્યો જાય " એવી જગતમા કહેવત વર્તે છે તેમાથી ઘણો અનુભવ લેવાનો છે જો પ્રતિજ્ઞા પાલન ગુણ વિશ્વમા દેદીપ્યમાન હોત નહીં તો કરોડો રૂપીઆની લેવડ દેવડનો અતજ આવી ગયો હોત અને નાણા પ્રકરણ કે જેના માટે પાશ્ચાત્ય વિદ્વાનો તનતોડ મહેનત ઉઠાવીને જનસમાજ આગળ મૂકવા પુસ્તકોદ્વારા, પત્રોદ્વારા, વિચારોને તે વિષય માટે બહાર પ્રજા સન્મુખ રજુ કરે છે તેનો પણ સદાને માટે બહિષ્કાર થયો હોત. વિશ્વાસ, પ્રતિજ્ઞા, વચન, કોલ, Promise ઉપરજ જગતનો આધાર છે પ્રતિજ્ઞા પાલનથી સર્વત્ર મનુષ્યોમા પોતાનો વિશ્વાસ બેસે છે તેથી બોલેલા બોલોને પાળવામા સ્વનામ સર્વત્ર વિશ્વમા પ્રસિદ્ધ થતા સર્વ પ્રકારના વ્યવહારમા શાહુકારી પદ પ્રાપ્ત થાય છે, અને તેથી આજીવિકાદિ કાર્યોમા વિશ્વની સહાય મળે છે તેથી તે માનવને વિશ્વના લોકો ધન્યવાદ આપી શકે છે જગતમા તેવા પ્રતિજ્ઞા પાળકો સત્યની સ્થાપના કરવા અને શાહુકારીપણું પ્રગટાવવા અને અન્ય જનોને દૃષ્ટાંતભૂત થવા ઉત્પન્ન થાય છે એમા જરા માત્ર શકા નથી. શાહ નામની બીરૂદ—વા અટક પ્રતિજ્ઞા પાળકનેજ મળે છે

અહો એ ધન્ય માનવને—વિપત્તિયો સહી કોટી,
પ્રતિજ્ઞા પાળતો બોલે—અહંતાને ત્યજી દૂરે ૨૧

વિવેચન—અહો એ મનુષ્યને ધન્યવાદ ઘટે છે કે જે બોલવડે અહંતાને દૂર કરી કોટિ વિપત્તિયો સહીને પ્રતિજ્ઞાને પાળે છે, જ્યા

સુધી અહંતા છે ત્યાં સુધી શરીરમાં-નામમાં-રૂપમાં અને બાહ્યમાં મમતા થાય છે, અને જ્યાં સુધી શરીરાદિમાં અહંતા થાય છે ત્યાં સુધી પ્રતિજ્ઞાનું પરિપૂર્ણ પાલન થઇ શકતું નથી અહંતા અને મમતાથી બાહ્ય પદાર્થોમાં મુઝાવાનું થાય છે અને તેથી બોલેલા બોલનું ભાન રહેતું નથી જ્યાં સુધી અહંતા મમતા છે ત્યાં સુધી શરીર પ્રાણાદિનો ભોગ આપતાં જીવ અચકાય છે અને શરીરાદિનો ત્યાગ કરવાના પ્રસંગે અહંતાદિના ઉદયથી પ્રતિજ્ઞા ભ્રષ્ટ થવાય છે જ્યાં સુધી અહંતા-મમતા છે ત્યાં સુધી મરણીયા બનીને પ્રતિજ્ઞાનું પાલન કરી શકાતું નથી અહંતા અને મમતાથી પ્રતિજ્ઞાના મહા યુદ્ધમાંથી નાદાન જીવો પલાયન કરી જાય છે અહંતાથી પ્રતિજ્ઞા પાલનમાં મૃત્યુનો ભય રહે છે અને તેથી ગુલામગીરી પ્રાપ્ત થાય છે જે દેશના લોકો અહંતાના ગુલામ બને છે તેઓ વિશ્વના ગુલામો બને છે અને તેનું પરિણામ અંતે એ આવે છે કે તે દેશના લોકો ભવિષ્યની સંતતિના શાપરૂપ થઇ પડે છે અહંતા અને મમતા વિના પ્રતિજ્ઞા જીવનથી જીવવાનું રૂચે છે અને પ્રતિજ્ઞા પાલનમાં અનેક વિપત્તિયો આવી પડે છે તો તેઓના સામું યુદ્ધ કરી શકાય છે હું અમુક કાર્ય કરીશ-અમુક માટે અમુક કરીશ અમુક બાબતમાં અમુક સેવા બજા વીશ-અમુક વચનથી બંધાઇને ચાલીશ-અમુકને અમુક વાતો નહિ કહું અમુકને મન, વચન, અને કાયાનું અર્પણ કરૂં છું ઇત્યાદિ અનેક પ્રકારે પ્રતિજ્ઞાઓ કરીને તે પ્રમાણે પ્રવર્તતાં અહંતા રહિત મનુષ્ય કોટી વિપત્તિયોને સહન કરે છે અને પરિષહોથી વિપત્તિયોથી પોતે નહિ જીતાવાથી પુરૂષ એવું નામ પ્રસિદ્ધ કરે છે જે પોતાના બોલ વડે પ્રતિજ્ઞાને પાળે છે તે મનુષ્યને વિપત્તિયોને સહ્યા બાદ કોટી ધન્ય વાદો ઘટે છે-સુવર્ણની પેઠે પ્રતિજ્ઞા પાળવામાં અનેક વિપત્તિયો રૂપ તાપને સહેવા પડે છે અનેક દુઃખો સહ્યા વિના કોઇ મહા પુરૂષ બની શકતો નથી-શતધા વિપત્તિયો સહન કર્યા વિના કદાપિ ખરેખરા મહા પુરૂષ બની શકાતું નથી વિપત્તિયો સહવાથી કોઇ પણ મનુષ્ય પ્રતિજ્ઞા પાલક થઇ શકે છે

**અહો એ ત્યાગી છે પૂરો-ત્યજી સુખની સહુ આશા**
**પડેલાં કષ્ટ વેઠીને-પ્રતિજ્ઞા બોલીને પાળે—૨૨**

**વિવેચન**—જે મનુષ્ય બાહ્ય સુખની સર્વ આશાઓનો ત્યાગ કરીને શીર્ષપર પડેલા સર્વ કષ્ટોને વેઠીને પ્રતિજ્ઞા બોલીને પાળે છે, તે પૂર્ણ ત્યાગી છે સુખની આશાઓનો ત્યાગ કરીને પ્રતિજ્ઞા પાળતા ત્યાગીપણુ પ્રાપ્ત થાય છે સુખની આશાઓના ત્યાગની સાથે સર્વ પ્રકારની મમતાનો પણ ત્યાગ થાય છે તેથી હૃદયમાં પૂર્ણ ત્યાગીપણુ પ્રગટે છે પ્રતિજ્ઞા પાલનમા સર્વ સુખની આશાઓનો હોમ કરવામા આવે છે, તેથી પૂર્ણ ત્યાગી ખરેખર પ્રતિજ્ઞા પાળક થાય છે શીર્ષ મુડાવા માત્રથી વા ફક્ત વેષ પહેરવા માત્રથી ત્યાગીપણુ પ્રાપ્ત થઇ શકતુ નથી પરતુ પ્રતિજ્ઞા પાલનમા સુખાશાઓના ત્યાગથી ત્યાગીપણુ પ્રાપ્ત થાય છે પ્રતિજ્ઞા પાળવા માટે ઇશુક્રાઇસ્ટની પેઠે ફાસીના લાકડાપર શીર્ષ રાખવા જેવી પ્રવૃત્તિ કરવી પડે છે પ્રતિજ્ઞા પાળવામા અનેક કષ્ટો પડતા ઇષ્ટ મિત્રો-સહાયકો પણ દૂર ખસી જાય છે સ્વાશ્રયી બનીને દુ ખમા સુખ માની કષ્ટનો પન્થ કાપવો પડે છે પ્રતિજ્ઞા પાળવા માટે પહેલાથી ત્યાગી થવુ પડે છે બાદશાહોને કન્યાઓ ન આપવી એવી પ્રતિજ્ઞા પાળક રાજપુત રાજાઓના શીરે અનેક કષ્ટો આવી પડતા તેઓ જ ગલે જ ગલ ભટકયા. પરતુ મુસલમાન બાદશાહોને કન્યાઓ આપી નહિ તેઓ એકના બે થયા નહિ તેથી તેઓના કુલ ઉદયપુર રાણાના સિસોદિયા કુલ માફક વખણાય છે

ગુરૂઓ સાથે કરેલી પ્રતિજ્ઞાઓ માટે મિત્રો સાથે કરેલી પ્રતિજ્ઞાઓ માટે સ્વજન સાથે કરેલી પ્રતિજ્ઞાઓ માટે મિત્ર, ગુરૂ, બધુ વિગેરેને આપેલા વચનો પાળવા માટે કષ્ટો સહવા પડે છે, પરતુ કષ્ટોની પેલી પાર જતા સત્ય સુખની પ્રાપ્તિ થાય છે, એમા અ શ માત્ર પણ સશય નથી પ્રતિજ્ઞા પાળવામા મૂર્છાના ત્યાગી બનનારાઓ આ વિશ્વમા સર્વત્ર મહાદેવરૂપ ગણાય છે બાહ્ય સુખોને તુચ્છ ગણીને તેને લાત મારીને ધીરવીર પુરૂષો પ્રતિજ્ઞા ટેક-વચનને પાળી શકે છે પ્રતિજ્ઞા પાળક મનુષ્ય તોપ બ દૂક, તરવાર, ફાસી, સિહ, અગ્નિ, આદિ કોઇથી ડરતો

નથી પ્રતિજ્ઞા પાળવા માટે કષ્ટોને ઉત્સવ સમાન માનીને તે સહે છે જે પ્રથમથી સુખની આશાઓનો ત્યાગ કરીને દુઃખના ખાડામાં કુદી પડે છે અને પ્રતિજ્ઞા પાળે છે તે મનુષ્ય શરીર છતાં અલૌકિક દૈવી જીવનને પ્રાપ્ત કરી શકે છે પ્રતિજ્ઞા પાળવા માટે દુઃખ પડે તે સુખ રૂપજ છે એમ માનીને જે પ્રતિજ્ઞાને પાળે છે તે ખરેખરો ત્યાગી છે ઉત્તમ પુરૂષો એક વખત હસ્તમાં લીધેલા કાર્યને હમેશાં પાર પાડે છે જો એક વખત પ્રતિજ્ઞા કરી કે અમુક કાર્ય મારે સાધ્ય કરવું એમ નિશ્ચય કર્યો હોય તો કરોડો સંકટો પડતાં પણ તે કાર્યની પૂર્ણતા કરવી જોઇએ ભર્તૃહરિ કહે છે કેઃ-

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमाना
प्रारब्धमुत्तमगुणा न परित्यजन्ति ॥

ઉપરોક્ત શ્લોકનું પરિપૂર્ણ મનન કરીને પ્રતિજ્ઞા પાળવાને કટિબદ્ધ થવું જોઇએ જો પ્રતિજ્ઞા પાલન ગુણ પ્રાપ્ત થયો તો ખરે ખરા ત્યાગીનું બિરૂદ પણ પ્રાપ્ત થયું સમજવું

**વિદેહી શ્રી જનક પેઠે, કરી સ્વાર્પણ લહે સુખડાં**
**ત્યજીને ચિત્તમાનું સહુ-કરી સ્વાર્પણ વદ્યું પાળે—૨૩**

વિવેચન—જનક વિદેહીની પેઠે પ્રતિજ્ઞાકારકે પ્રતિજ્ઞાઓ પાળવા માટે સર્વ સ્વાર્પણ કરીને સુખો પામે છે ચિત્તમાનું સહુ સમતા ભવાહિનું વાતાવરણ ત્યજીને પ્રતિજ્ઞા કારકો પોતાનું બોલેલું પાળે છે જનક વિદેહી સંબંધી પૂર્વે કથવામાં આવ્યું છે-ઉત્તમ પુરૂષો સર્વ સ્વાર્પણ કરીને જનકની દક્ષિણા દાનના બોલની પેઠે વદ્યું-બોલેલું પાળે છે-ચિત્તની અસ્થિરતા ત્યજીને ચિત્ત-મન-હૃદયની શુદ્ધિ કરવી જોઇએ ચિત્તની પ્રસન્નતા વિના દિવ્યતા સ્ફુરાયમાન થતી નથી ચિત્તની

પ્રસન્નતા તેજ-ખરેખરી દિવ્યતા છે. જ્યા સુધી મનમા ભય હોય ત્યા સુધી ખરી કસોટીના પ્રસગે પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવાય છે મનમાથી ભીતિ પલાયન થવાની સાથે આત્મિક બળ ખીલવા માડે છે ભયાદિ વાસનાઓનો સર્વથા નાશ કરવો જોઇએ મેરૂની પેઠે નિષ્પ્રકપ મન થવાથી બોલેલા બોલને પાળવામા અડગ રહી શકાય છે ચાર વેદનુ શ્રવણ, પઠન, કરવામા આવે, એકસો ને આઠ ઉપનિષદો ભણવામા આવે, અઢાર પુરાણ, કુરાન, બાયબલ, અને ઇતરેતર પુસ્તકોનુ મનન કરવામા આવે પરતુ જ્યા સુધી મનમા ભયાદિ દોષોનુ વાતાવરણ છે ત્યા સુધી આત્મવીર્ય સ્ફુરાવી શકાતુ નથી આત્મવીર્યને સ્ફોરવીને પ્રતિજ્ઞા પાળવી હોય તો વિદેહી જનકની પેઠે સ્વાર્પણ કરવુ જોઇએ મહા યુદ્ધાદિ પ્રસગોમા યુરોપી રાજ્યોને સ્વપાદ નીચે લાવનાર વીર રત્ન નેપોલીયન બોનાપાર્ટની પેઠે નિર્ભય મન કરવુ જોઇએ તોપના ગોળાઓથી ઉડતી ધૂળને તે આજ્ઞાપત્રો લખેલા તેના માટે બ્લોટીંગના સ્થાને કલ્પી લેતો હતો તોપના ગોળા તેના હૃદયને કપાયમાન કરી શકતા નહિ નેપોલીયનની પેઠે ભયાદિ વાતાવરણથી રહિત મન કરીને બોલેલા બોલ પાળવાને સદા શૂરવીર બનવું જોઇએ ઉત્તમ પુરૂષોના વચનમાં-જીહ્વામા-આખા વિશ્વનુ સામ્રાજ્ય વસે છે કારણ કે જો તેઓ પ્રતિજ્ઞા ભ્રષ્ટ થાય તો વિશ્વમા સત્યનુ તત્ર તુટી જાય અને અસત્યનું જોર સર્વ સ્થળે થઇ જાય પરતુ વિશ્વના નિયમ પ્રમાણે ભૂત-વર્તમાન-અને ભવિષ્યમા પણ સત્ય અને અસત્ય તો સાથેજ રહેવાના માટે બોલેલા વચનોની કિમત સમજવી જોઇએ

અહો જે સ્વાર્થ વિષ્ઠાના-બની કીડા વદ્યુ ત્યાગે;
કરે નિજ આત્મની હાનિ-કરે ન સ્વોન્નતિ સાચી ૨૪

વિવેચન-અહો જે સ્વાર્થ રૂપ વિષ્ઠાના કીડા બનીને બોલેલા બોલને ત્યાગે છે તે પોતાના આત્માની હાનિ કરે છે અને સાચી સ્વાન્નોતિ કરી શકતા નથી સ્વાર્થ કીટકો સત્ય સ્વાન્નોતિના પન્થમા એક પગલુ પણ મૂકી શકતા નથી સ્વાર્થની મારામારીમા સપડાયેલા

મનુષ્યો પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ બની આત્મહાનિ કરી શકે છે આત્મોન્નતિના આધભૂત-વીર્યભૂત સત્ય પ્રતિજ્ઞા છે પ્રતિજ્ઞા ટેક-વચનથી ભ્રષ્ટ થતા સઓ કદાપિ બાહ્યથી ઉન્નતિને અમુક કાળ સુધી પામી શકે, એ તેમને ભ્રાન્તિથી ભાસી શકે પરંતુ પશ્ચાત્ તે એવી અધોગતિમાં આવી પડે છે કે ઘાણીના વૃષભની પેઠે હતા ત્યાના ત્યાં દેખાય છે પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયેલા મનુષ્યના હૃદયની ચન્દ્રકળાના જેવી સ્થિતિ થાય છે પૂર્વે પણ કથવામાં આવ્યું છે કે સ્વાર્થ રૂપ ઝેરી મીઠાશથી લોકો પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે પરંતુ તેઓ અવનતિના વિકરાળ મુખમાં સપડાય છે એમ તેઓ સ્વાર્થઅંધો જાણી શકતા નથી પ્રતિજ્ઞા ભંગથી જે સ્વાત્મહાનિ થાય છે એવી અન્ય કશાથી થતી નથી વચન આપીને તેને પાછું ફીજતા વા બોલીને પાછું ગળી જતા આત્મઘાત થાય છે તે સ્થૂળ બુદ્ધિવાળા મનુષ્યો દેખી શકતા નથી આત્મજ્ઞાનીઓ, બ્રહ્મજ્ઞાનીઓ વીર મહાત્માઓ પ્રતિજ્ઞા ભંગથી થનારી આન્તરિક હાનિને પારખી શકે છે તેથી તેઓ પ્રતિજ્ઞા ભંગ કરવા કરતા બાહ્ય સ્વપ્રાણોનો હોમ કરવામાં લવલેશ સંકોચ પામતા નથી પ્રતિજ્ઞા ભંગ કરનાર સ્વાર્થ રૂપ વિષ્ઠાના કીડા છે તેથી તે પ્રતિજ્ઞા પાલનરૂપ અમૃત રસના સ્વાદની લ્હેરી લેવાને કિંચિત્ પણ શક્તિમાન્ થઈ શકતા નથી પ્રતિજ્ઞા પાલનરૂપ અમૃતપાનથી દેવત્વ પ્રાપ્ત થાય છે, એમ મહર્ષિઓ કહે છે બોલીને પાળવું બોલીને ફરવું નહિ આપેલા કોલ પ્રમાણે વર્તવું, એ દિવ્ય અમૃતનું પાન છે તેનો જેણે સ્વાદ લીધો છે, તે અમર થયેલ જાણવો પ્રતિજ્ઞા પાલનરૂપ અમૃતપાન કરનારાઓ સત્ય સ્વાન્નોતિ કરી શકે છે, એવો જ્યારે દૃઢ નિશ્ચય થાય છે, ત્યારે માથું મૂકીને પ્રતિજ્ઞા પાળવામાં સ્વજીવનનો હોમ કરીને દેવત્વ પ્રાપ્ત કરી શકાય છે પ્રતિજ્ઞા પાળકો ત્રણ કાળમાં અમર છે એવો અનુભવ આવે છે ત્યારે પ્રતિજ્ઞા પાળવામાં બાહ્ય પ્રાણનો ત્યાગ કરવો એ જળતરંગ સમાન સમજાય છે દેશભક્તિ, ધર્મભક્તિ રાજ્ય ભક્તિ, આચાર્ય ભક્તિ, ગુરૂ ભક્તિ, કુટુંબ ભક્તિ, મિત્ર ભક્તિ અને માતપિતાની ભક્તિમાં ઉપર્યુક્ત ભાવનાની પરિપકવ દશા થતાં

પ્રતિજ્ઞા પાળવા માટે પ્રાણત્યાગ એ ઉત્સવ સમાન આનન્દપ્રદ કર્તવ્ય સમજાય છે અને પ્રતિજ્ઞા પાલનથી સત્ય સ્વોન્નતિ સાધી શકાય છે એમ જગજાહેર કરવામા આવે છે

> પ્રતિજ્ઞા ભગ જે કરતા—ખરા તે ભગીઓ જગમા,
> પ્રતિજ્ઞા ત્યાગ રૂપ વિષ્ટા–વદનમા જે ગ્રહે પાછા—૨૫

**વિવેચન**—જગત્મા, હિદુસ્થાનમા વિષ્ઠાના ઉપાડનારાઓને ભગીઓ કહેવામા આવે છે ભગીઓ નીચ ગણાય છે પરતુ જ્ઞાનીઓ કહે છે કે તે ભગીઓની જાતથી ભગીઓ છે પરતુ વાસ્તવિક ભગીઓ તો જેઓ પ્રતિજ્ઞાઓ-(બોલેલા બોલને) પાળતા નથી તેજ જાણવા જાતિથી ભગીઓ વિષ્ઠાના ટોપલાને ઉપાડીને નગર–ગામ–વા શહેર બહાર ફેકી દે છે, અને પ્રતિજ્ઞા ભગથી બનેલા ભગીઓ તો પ્રતિજ્ઞા ત્યાગ રૂપ વિષ્ઠાને પાછી મુખમા ગ્રહણ કરે છે અહાહા ! આ તેઓનુ ભગીપણુ તો આશ્ચર્ય ઉપજાવે એવુ છે આ વિષે તેઓને ભાગ્યેજ ખ્યાલ હોય છે જ્યા જ્યા નજર પડે ત્યા ત્યા આવા પ્રતિજ્ઞા ભ્રષ્ટ ભગીઓનો બજાર તો ખુલ્લો સમજવો તેમા દાખલ થવાને પાસની જરૂર હોતી નથી એક વખત પ્રતિજ્ઞા–કોલ, વચનનો ભગ કરો એટલે તમે પણ તે બજારના મેમ્બર થઇ ચૂકયા સમજવા

શુભ કાર્યો કરવા માટે વા કોઇને વિશ્વાસ ભગ નહિ કરવા સબધી વા રહસ્ય ભગ નહિ કરવા સબધી આપેલી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થઈ ગમે તેવા શેઠના વા રાજાના વા અધિકારીના વેશમા રહેવા છતા ભગીના કરતા વિશેષ ઉત્તમ જીવન તો નથીજ એમ ખાસ સમજવુ ભલે–પ્રાત કાળે ચાના કપ ઉડાવો, માલ મિષ્ટાન્ન ખાઓ, સિગ્રેટ મોમાથી દૂર નહિ મૂકવાની બાધા લો, પરતુ રાત્રિ દિવસ તમારા હૃદયમા પ્રતિજ્ઞા ભ્રષ્ટ રૂપી કીડો સદા હૃદયને કોતરી ખાશે એમા લવલેશ શકા નથી આ વાત અનુભવ સિદ્ધ છે, એવુ તેઓને સદા માલુમ પડે છે, પણ સ્વાર્થ તેઓને અધ બનાવે છે મનુષ્યોએ વચન આપતા પૂર્વે હજાર વિચાર બટકે કરોડો વિચાર કર્યા

પછીજ પ્રતિજ્ઞાથી બદ્ધ થવુ જોઇએ પશ્ચાત્ વચન પાળવામા મેરૂ સમાન થવુ જોઇએ, અને પ્રતિજ્ઞા ત્યાગરૂપ વિષ્ટાને ફરી જઇ કદિ ગ્રહણ કરવી જોઇએ નહિ, આર્યાવર્તમા પ્રતિજ્ઞા ભગ નહિ કરનારા વીર પુરૂષોનો પ્રાદુર્ભાવ થશે ત્યારેજ સર્વ પ્રકારની શુભ પ્રગતિનો ઉદ્ધાર થશે યતતત ભ્રમણ કરતા, ઉઠતા બેસતા, પાણીના પરપોટા ની માફક જ્યા ત્યા ભગ થાય છે તે દેશની અને સમાજની ઉન્નતિનો સ્વપ્નમા પણ ખ્યાલ રાખી શકાય નહિ, પૂર્વનો સૂર્ય પશ્ચિમમા કદાપિ ઉગે પણ વીર પુરૂષોની પ્રતિજ્ઞા ફરે નહિ એ સિદ્ધાતને જ્યારે જનસમાજ આચારમા મૂકશે, ત્યારે તે સમાજની વિદ્યુત્ વેગે શુભ પ્રગતિ થશે પ્રતિજ્ઞા પાલક વીર પુરૂષોની વિષ્ટા ઉપાડવાને માટે પ્રતિજ્ઞા ભગ કરનાર ભગીઓ અધિકારી બની શકે છે પ્રતિજ્ઞા પાળક વીર પુરૂષોના દાસ બનીને પ્રતિજ્ઞા ભ્રષ્ટ મનુષ્યો જીવી શકે છે પ્રતિજ્ઞા ત્યાગરૂપ વિષ્ટાને ગ્રહીને જે લોકો જીવે છે તેઓ ભૂડના કરતા પણ હલકા છે એવુ જાણીને પ્રતિજ્ઞા ભગ કદાપિ સુજ્ઞોએ કરવો જોઇએ નહિ પ્રતિજ્ઞા પાળવામા શુભોન્નતિ છે એવુ સમજીને સ્વકૃત પ્રતિજ્ઞા પાળક બનવુ જોઇએ, એજ સત્પુરૂષોની શિક્ષા છે

ક્ષણિક મનના બનીને જે-પ્રતિજ્ઞાઓ કરી લોપે,
ફરે જેની પ્રતિજ્ઞાઓ-ફરે રહેવુ કર્યુ માન્યુ—૨૬

વિવેચન—જે મનુષ્યો ક્ષણિક મનના બનીને પ્રતિજ્ઞાઓ કરીને લોપે છે, તેઓનુ વિશ્વમા પ્રમાણિકપણુ રહેતુ નથી ક્ષણે ક્ષણે જેના વિચારો બદલાયા કરે છે તે ક્ષણિક મનનો કહેવાય છે જેને પોતાના મનપર અન્યોના ભિન્ન ભિન્ન અને પરસ્પર વિરૂદ્ધ વિચારોની અસર ક્ષણે ક્ષણે થાય છે, તે ક્ષણિક મનનો કહેવાય છે જેનુ મન ક્ષણે ક્ષણે બદલાતુ રહે છે તે ક્ષણિક મનને કહેનાર છે ક્ષણિક મનના મનુષ્યોનો વિશ્વાસ રાખી શકાતો નથી વાઘ, વરૂ, સિંહ અને સપનો કદાપિ વિશ્વાસ રાખી શકાય પરતુ ક્ષણિક મનવાળા મનુષ્યનો વિશ્વાસ રાખી શકાતો નથી ક્ષણિક મનવાળો મનુષ્ય જેમા નિમિત્તો પામે છે તેવો થઇ જાય

છે, તે અન્યના પર સ્વમન આધિન રાખે છે, તેનામા વિચારોની ક્ષણિકતાથી તે આખી દુનિઆમા ધૂમકેતુ સમાન ભય કર થઇ પડે છે ક્ષણિક મનના મનુષ્યો કદાપિ પ્રતિજ્ઞા કરે છે, પરતુ તેઓના વિચારો પાણીના પરપોટાની પેઠે ક્ષણિક હોવાથી તેઓની કરેલી પ્રતિજ્ઞાઓ, આપેલા વચનો, જળતરગ પેઠે ક્ષણિક નિવડે છે અને તેથી તેઓ દેશને, રાજ્યને, સમાજને સઘને, કુટુબને અને મિત્રોને ભય કર થઇ પડે છે માટે ક્ષણિક મનના મનુષ્યોની પ્રતિજ્ઞાઓથી અને તેમને આપેલા વચનોથી ચેતીને વર્તવુ જોઇએ ક્ષણિક મનના મનુષ્યોમા વીર્યની મદતાને લીધે, તેઓની પ્રતિજ્ઞાથી અન્ય મનુષ્યોને ઘણુ વેઠવુ પડે છે ક્ષણિક મનના મનુષ્યો ક્ષણમા મિત્ર બને છે અને ક્ષણમા શત્રુ થાય છે તેઓ ગમે તેવા દૃઢનિશ્ચયથી કાઇ કહે તોપણ તે પાળી શકતા નથી અમુક વખતે અમુક કાર્ય કરીશ અમુક વખતે અમુક વાતને નહિ પ્રકાશુ, ઇત્યાદિ અનેક બાબતોના વચનોને ક્ષણિક મનુષ્યો આપે છે, પરતુ અલ્પ દિવસના સમાગમથી તેઓની પ્રતિજ્ઞાઓની-બોલોની ભ્રષ્ટતાથી તેઓ ક્ષણિક મનના છે તેમ સ્પષ્ટ જણાઇ આવે છે શત્રુના મિત્ર બનનારા "ક્ષણે રુષ્ટ ક્ષણે તુષ્ટ" એવા ક્ષણિક મનના મનુષ્યોની પ્રતિજ્ઞાઓપર અને આપેલા વચનોપર વિશ્વાસ રાખવો તે ગરદન પર તરવાર મૂકવા બરોબર છે

જેની પ્રતિજ્ઞાઓ-બોલેલા બોલો, વચનો-ફરે છે તેનુ કર્યું અને માન્યુ સર્વ ફરે છે જેની પ્રતિજ્ઞા ફરે છે તેનુ સર્વ ફરે છે નીચમા નીચ ગણાતો મનુષ્ય હોય પરતુ પ્રતિજ્ઞા પાળવામા એકકો છે તો તેનુ જીવન ઉત્તમ થાય છે, પરતુ જે ઉચ્ચજાતિનો ખાનદાન મનુષ્ય ગણાતો હોય અને વચન પાળવામા ક્ષણિક મનનો છે તો તેનુ સર્વ જીવન અમાનુષી છે કોઇને વચન આપીને ન પાળવા કરતા પ્રથમથી વચન -કોલ ન આપનો તે હજાર દરજ્જે ઉત્તમ છે કે જેથી અન્ય મનુષ્યના હૃદયનો ઘાત તો ન કરી શકાય મનુષ્યોએ યાદ રાખવુ કે જેઓની પ્રતિજ્ઞાઓ ફરે છે, જેઓ બોલેલા બોલને થુકની સાથે ગળી જાય છે, તેઓ કોઇના થયા નથી અને ત્રણકાળમા કોઇના થવાના નથી આપેલા

વચનનો લોપ કરવો એ અધર્મ છે જેની પ્રતિજ્ઞાઓ ફરે છે એવા ક્ષણિક મનના પુરૂષોનો પ્રાણાંતે પણ વિશ્વાસ કરવો યોગ્ય નથી પ્રતિજ્ઞા પાળવામાં દૃઢ મનના થવાની ઘણીજ જરૂર છે

અરે વિશ્વાસ તેનો શો?-ફરે જે બોલ બોલીને,
ખરી વખતે રહે અળગો-ગળુ કાપે ફરી જઇને—૨૭

વિવેચન—જે બોલ બોલીને ફરી જાય છે તેનો અરે શો વિશ્વાસ ? પ્રતિજ્ઞાના બોલો બોલીને ફરી જનાર મનુષ્ય, ખરી અણીના પ્રસંગે અળગો-દૂર રહે છે, અને તે પ્રેમ સંબંધથી, મિત્ર સંબંધથી, ગુરૂ શિષ્ય સંબંધથી—આદિ અનેક પ્રકારના બાંધેલા સંબંધોથી ફરી જઇને ગળુ કાપે છે તેને સોગંદથી કોઇની જાતે સંબંધ બાંધ્યો હોય છે તોપણ સ્વાર્થ-લોભાદિ પ્રસંગ પામી ફરી જાય છે અને મિત્રદ્રોહ, રાજ્યદ્રોહ એવા અનેક પ્રકારના દ્રોહના પાપો કરવામાં અચકાતો નથી માટે તેવા લોકોનો વિશ્વાસ કરવો એ કોઇ રીતે પણ યોગ્ય છે નહિ બોલીને ફરી જનારા મનુષ્યો સ્વાર્થથી અંધ બનીને અન્ય મનુષ્યોના ગળા કાપવાનો ધોળે દિવસે ધંધો કરે છે અને તેઓના જગજાહેર છે

પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થઇને જેઓ વિશ્વાસઘાત કરે છે તેઓનુ જીવન હિંસક પશુઓ કરતા પણ અત્યંત અશુભ છે જે ક્ષાત્રકર્મ વીરો છે, તેઓ ક્ષણે ક્ષણે બોલીને ફરી જતા નથી ચિતોડના રાણાના જ્યેષ્ઠ પુત્રે પોતાના પિતાની મરજીની અનુસાર લઘુ બંધુને રાજ્યગાદિ આપવાની પ્રતિજ્ઞા મરણાન્ત સુધી પાળી રાજપુત વીરો પ્રતિજ્ઞાપૂર્વક જ્યારે કેશરીયા કરીને લડે છે ત્યારે રણભૂમિમાંથી નાશી જતા નથી, પણ સંગ્રામના ખોળે સ્વજીવની આહુતિ આપવાને તત્પરજ રહે છે તેઓ જો એક વખત વચન આપે છે તો મરણ સુધી પાળે છે, તેથીજ તેઓની પ્રશંસા જગજાહેર છે જ્યારથી રાજપુત વીરોમા પ્રતિજ્ઞાની હાનિ થવા લાગી ત્યારથીજ " તેઓની પડતી થવા લાગી " બોલીને નહિ ફરી જનારા મનુષ્યો તમારા ગડિ બોલાવ્યા છતા તમારા વિશ્વાસના પાત્ર થવાને સતત ઉદ્યમ કરી રહેતા હોય છે, વિશ્વમા જેટલે

અંશે પ્રતિજ્ઞા પાળકોની ઉત્પત્તિ તેટલે અંશે જગતની ઉન્નતિ થયેલી સમજવી જે સમયનો વિચાર કરી દૂર રહે છે તે પ્રતિજ્ઞા પાલનથી ભ્રષ્ટ થાય છે, એટલુ જ નહિ, પરંતુ વિશ્વમા સર્વ કર્તવ્યથી ભ્રષ્ટ થાય છે એવ બોધ પામીને પ્રતિજ્ઞા પાલનમા કટિબદ્ધ થવુ જોઇએ ,

વચન આપી ફરી જાવે-કરે બોલ્યુ અબોલ્યુ જે,
ઉતારી કૂપમાંહિ તે-ઉપરથી દોરડુ કાપે—૨૮

વિવેચન—જે મનુષ્ય વચન આપીને ફરી જાય છે, અને પોતાનુ બોલ્યુ અબોલ્યુ કરે છે તે અન્ય મનુષ્યને કૂપમા ઉતારીને ઉપરથી દોરડુ કાપી નાખનાર જાણવો વચન આપીને ફરી જવુ તે તે મહા અધમ છે, બોલ્યુ અબોલ્યુ કરવુ તે જીવતા મરવા જેવુ છે. વચન આપીને ફરી જનાર મનુષ્ય છતા મનુષ્ય નથી, અને તે બોલનાર છતા બોબડો છે કોઇને વચન આપીને વિશ્વાસી બનાવી પશ્ચાત્ વચન ભગ કરી તેને દુ ખના ખાડામા ઉતારવો તે કોઇ રીતે યોગ્ય છે જ નહિ મનુષ્ય જીવનના શ્વાસોશ્વાસ સમાન વિશ્વવ્યવહારમા પ્રતિજ્ઞા પાલન પ્રવૃત્તિ છે, તે પ્રવૃત્તિનો લોપ થતા વિશ્વવ્યવહારની અને ધર્મ વ્યવહારની હાનિ થાય છે વચન આપીને ફરી જનાર મનુષ્ય પોતાનો વિશ્વ સાથેનો સબંધ કાપી નાખે છે અને તે પ્રમાણિકતામા પૂળો મૂકે છે "બોલો તો કદાપિ ન ફરો" નહિ તો મૂકભાવ ગ્રહણ કરો તરવારનો ઘા રૂઝે છે પરંતુ જે વચન આપીને ફરી જાય છે અને બોલ્યાને અબોલ્યુ કરે છે તેનો ઘા, વાણી વિનોદના મલમ પટ્ટાથી પણ રૂઝાતો નથી માન મરતબાને અખાડામા ફેંકી દઇને પ્રતિજ્ઞા પાળવી જોઇએ

ફરે લાખો પ્રતિજ્ઞાઓ-જુવાનો બાળ ને વૃદ્ધો
પ્રતિજ્ઞા પાળતા વિરલા-હૃદયને વાણીની ટેકે—૨૯

વિવેચન—યુવકો બાળકો અને વૃદ્ધો લાખો પ્રતિજ્ઞાઓ કરે છે પરંતુ તેમાંથી વિરલા મનુષ્યો હૃદય અને વાણીની ટેકે પ્રતિજ્ઞા પાળી શકે છે મનુષ્યો, દરરોજ, મહીને વા વર્ષે અમુકપ્રસગો પામીને

પ્રતિજ્ઞાઓ કરે છે, પરન્તુ તે પ્રતિજ્ઞાઓને પાળવામા ટકી રહેનાર તો વિરલા હોય છે સંવત ૧૯૬૪–૬૫ મા હિંદુસ્થાનમા જ્યાં ત્યાં વિદેશી ખાંડનો બહિષ્કાર થયો હતો તે વખતે લાખો માણસોએ તેવી ખાંડનો પ્રતિજ્ઞાથી બહિષ્કાર કર્યો હતો તે વખતે લાખો માણસોએ તેવી ખાંડનો ઉપયોગ ન કરવાને પ્રતિજ્ઞાઓ કરી હતી પણ અફસોસ ! તે પ્રતિજ્ઞાને અત્યાર સુધી પાળનારા તો કોઈ વિરલા પુરૂષો માલમ પડે છે વક્તાઓ, સાધુઓ, ગુરૂઓ, તેમજ અન્ય વિદ્વાનો ઉપદેશ આપે છે ત્યારે અનેક વિષયોની મનુષ્યો પ્રતિજ્ઞાઓ કરે છે, પરન્તુ પાળતી વખતે મૂષક કૉન્ફરન્સ જેવું થાય છે લડાયક બેન્ડ વાગે છે ત્યારે પવૈયા સરખા પણ લડાઇમા સંચરે છે, પરન્તુ જ્યારે તરવારોના ખડખડાટ, બંદુક અને તોપોના ભયંકર અવાજો કર્ણગોચર થાય છે ત્યારે ઉંધી પુંઠીએ બીકૂ પવૈયાઓ નાશી જાય છે વચન આપીને પાળી બતાવવુ તે સર્વ કરતા શ્રેષ્ઠ છે પ્રતિજ્ઞા લેવા કરતા પ્રતિજ્ઞા પાળવાની અનંત ઘણી કિંમત છે વચન પાળકોની, કોલપાળકોની, પ્રતિજ્ઞાપાળકોની જેટલી સ્તુતિ વા પ્રાર્થના કરીએ તેટલી ન્યૂન છે તેવા વીર પુરૂષોની તો દેવ તરીકે પૂજા કરવી જોઇએ અને પ્રાત કાળે અકાળપુરૂષના નામ જોડે જીવતા પ્રતિજ્ઞા પાળકોનુ નામ સ્મરણ કરવું જોઇએ હૃદય અને વાણીની ટેકથી પ્રતિજ્ઞા પાળવામા જેટલુ સામર્થ્ય હોય તેટલુ ઉત્સર્ગ અને અપવાદ માર્ગોથી વાપરવુ જોઇએ પ્રતિજ્ઞા લેવામા વા આપવામા આશ્ચર્ય લાગતું નથી, કિંતુ સર્વ વિપત્તિઓની સામા ઉભા રહીને પ્રતિજ્ઞા પાળવામા આત્મ મહત્તા રહેલી છે જોધાબાઈએ દિલ્હીમા સ્વપ્રતિજ્ઞા ધર્મની માનસિક પ્રતિજ્ઞાને–ટેકને અકબર બાદશાહને નમાવી સિદ્ધ કરી આપી હતી ઉપરોક્ત દ્રષ્ટાન્તથી એવો અવબોધ થાય છે કે વચનથી પ્રતિજ્ઞાનુ, ટેકનુ ઉચ્ચારણ કર્યાવિના સ્વકર્તવ્યથી અખિલ વિશ્વપર સ્વજીવનની અસર કરી શકાય છે–જીવનનો શુદ્ધ પ્રવાહ સિંચી શકાય છે, અને જીવનનુ રહસ્ય સમજાવી શકાય છે અને એવ હૃદય ને વાણીની ટેકે પ્રતિજ્ઞા, કોલ, વચન પાળવામા કિંચિત્ ન્યૂનતા દર્શાવવી જોઇએ નહિ

પ્રતિજ્ઞા પાળવા માહિ-ખરી કિંમત માનવની
ખરી પ્રામાણ્યની કુચી-પ્રતિજ્ઞા ભ્રષ્ટ શૂકર છે—૩૦

વિવેચન—મનુષ્યની સત્ય કિમ્મત પ્રતિના, વચન, કોલ, પાળવામા રહી છે, સત્ય પ્રમાણિકતાની કુચી પ્રતિજ્ઞા પાળવી તે છે પ્રતિજ્ઞા ભ્રષ્ટ આત્મા ભૂડ સમાન છે ભૂડ જેમ વિષ્ઠાથી ઉદર નિર્વાહ કરે છે તેમ પ્રતિજ્ઞા ભ્રષ્ટ મનુષ્ય પ્રતિજ્ઞા ભ્રષ્ટતારૂપ મલીન પદાર્થ ભક્ષ્ય કરીને જીવન વ્યતીત કરે છે શૂકરને જેમ કોઇ માન આપતુ નથી તેમ વચન ભગ કરનારાઓને કોઇ માનની દૃષ્ટિથી જોતુ નથી શૂકર જેમ મલીન દુર્ગંધિ જળવાળા ખાડાઓમા પડી રહે છે તેમ પ્રતિજ્ઞા ભ્રષ્ટ મનુષ્ય સ્વાર્થ, ભેદ, કુટ, નીચતા, દોષોથી મલીન પાપના ખાડામા પડી રહે છે ભડના પરિવારથી જેમ ભૂડનુ રક્ષણ થતુ નથી તેમ પ્રતિના ભ્રષ્ટના પરિવારથી તેનુ રક્ષણ થતુ નથી ભડ જેમ દેખાવમા સુદર લાગતુ નથી તેમ પ્રતિજ્ઞા ભ્રષ્ટ મનુષ્ય સ્વઆત્મ ભીતિના લીધે શોકના ચિન્હોથી સુદર લાગતો નથી સદ્ભાગ્યે-જો તેનો પુરૂપ સુ-- હોય પણ ઉત્તમ જનોને સારો લાગતો નથી ભૂડ કરતા પ્રતિ-ા ભ્રષ્ટ એક રીતે તો ઘણોજ ખરાબ છે ભૂડ તો અન્યની વિષ્ઠા ભક્ષણ કરે છે પણ સ્વવિષ્ઠા ભક્ષણ કરતુ નથી કિ તુ પ્રતિજ્ઞા ભ્રષ્ટ જનો તો પોતાના બોલો પાછા ખે ચી લઇને ભૂડ કરતા પણ વિશેષ નીચ તા સાબીત કરે છે પાશ્ચાત્યો ભૂડને પાળે છે કારણ કે ભૂડ પણ તેઓને ખાવામા ઉપયોગી થઇ પડે છે પરતુ પ્રતિજ્ઞા ભ્રષ્ટ ભૂડ તો સ્વવચનનો બહિષ્કાર ક-વાથી સ્વગુરૂનુ, આચાર્યનુ, કુટુબનુ, શેઠનુ, ઉપરીનુ, માલીકનુ, મિત્રનુ, નૃપતિનુ ભલુ કરવા સમર્થ થતો નથી, તેઓના રક્ષણને માટે સ્વજીવનની આહૂતિ આપી શકતો નથી કિ વા તેઓને આપેલા વચનો, કોલકરાર, પ્રતિજ્ઞાઓનો ભગ કરી, તેઓનુ જ અહિત કરવામા કાઇપણુ કચ્ચાશ રાખતો નથી

પ્રતિજ્ઞા મુક્તિ નિ સરણી-પ્રતિજ્ઞા શક્તિમયદેવી,
પ્રતિજ્ઞાથી પડે તેનો-વિનિપાત જ થતો શતધા ૩૧

વિવેચન—પ્રતિજ્ઞા પાલન ખરેખર શક્તિમય દેવી છે તેથી તેની આરાધના કરતા જે પાછો પડે છે તેનો ચાત પ્રકારે બન્કે લાખો પ્રકારે નાશ થાય છે " प्रतिज्ञाभ्रष्टजनाना शतमुखो विनिपात " જે વચન ટેકથી પડે છે તે ગમે તેવો ઉચ્ચ હોય છે છતા પડતો પડતો છેક અવનતિના તળીએ આવી પડે છે પવિત્ર ગગાનુ જેમ સ્વર્ગમાથી શિવના મસ્તક ઉપર અને શિવના મસ્તક ઉપરથી પૃથ્વી ઉપર—અને ભૂમાતાના ખોળેથી સમુદ્રમા અને સમુદ્ર વડે પાતાળમા ગમનથયુ, તેવીજ રીતે પ્રતિજ્ઞા ભ્રષ્ટની સ્થિતિ થાય છે

પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થનાર મનુષ્ય એક ભૂલ કરતા છેક નીચો જાય છે પ્રતિના ભ્રષ્ટતાની સાથે નીચતા—પતિત દશાનો અત્યત સબધ છે પ્રતિજ્ઞા પાલનત્વથી પશ્ચાત્ ભ્રષ્ટ થતા આત્મોન્નતિના શિખરથી રાજાઓ, શેઠીયાઓ, સમાજ, રાજ્ય, ધર્મ, સમાજ, કુટુબ, જાતિ વગેરેનો વિનિપાત થયા વિના રહેતો નથી

પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થનાર કદાપિ એમ માને કે હુ ઉન્નતિ પર છુ પરતુ તેમાં તેની ભુલ છે મરાઠાઓએ શિવાજીની પ્રતિજ્ઞા પ્રમાણે રાજ્ય પ્રગતિ માટે જો યુદ્ધ પાછળથી કર્યુ હોત તો તેમનો પાછળથી શતમુખ વિનિપાત થયો તે થાત નહિ શિવાજીની પ્રતિજ્ઞા હતી કે હિંદુઓ સાથે યુદ્ધ કરવુ નહિ હિંદુઓના ઉદ્ધાર માટે યુદ્ધ કરવુ મુસલમાનો જો કોઇ હિંદુને સતાવે તો હિંદુનો પક્ષ લેવો હિંદુ રાજ્ય સાથે બાથ ભીડીને માંહોમાંહે લડીને નબળા પડી જવુ નહિ હિંદુઓમા અને હિંદુ રાજ્યોમા પરસ્પર ફુટ કરવી નહિ મહારાષ્ટ્રીઓએ પરસ્પર યુદ્ધ કરવુ જોઇએ નહિ ઇત્યાદિ શિવાજીના બોલો પ્રમાણે મરાઠાઓએ વર્તન રાખ્યુ નહિ તેઓએ રાજપુતો સાથે યુદ્ધો આરભ્યા માહોમાહે કપાઇને મુઆ શિવાજીનો મુળ ઉદ્દેશ ભૂલી ગયા, અને એશઆરામ, મોજ શોખમા પડી જઇ પોતાના હાથે સ્વપગપર કુહાડો માર્યો પાણીપતના ચાથમા યુદ્ધ વખતે મારવાડના રાજાઓની સભા હને તુચ્છકારી નાખી તેથીજ મરાઠાઓનો શતધા વિનિપાત થયો

તદ્વત્ જે જે મનુષ્યો શુભ પ્રતિજ્ઞાઓથી, ઉદયની પ્રતિજ્ઞાઓથી પડે છે તેઓનો શતમુખ વિનિપાત–અવનતિ થાય છે

પ્રતિજ્ઞા જીવતી શક્તિ, કરીને પૂર્ણ પાળ્યાથી,
પ્રતિજ્ઞા ચૂકતા ચૂકયો, ખરેખર સ્વપ્રતિષ્ઠાને. ૩૨

**વિવેચન**—પ્રતિજ્ઞારૂપ જીવતી શકિતને પૂર્ણ પાળ્યાથી સ્વાત્મપ્રતિષ્ઠાની સિદ્ધિ થાય છે પ્રતિજ્ઞા પાલનને ચૂકતા મનુષ્ય સ્વપ્રતિષ્ઠાને ચૂકે છે પ્રતિજ્ઞા પાલન કર્યા વિના કોઇની વિશ્વમા પ્રતિષ્ઠા થઇ નથી અને ભવિષ્યમા થવાની નથી જેના બોલની પ્રતિષ્ઠા પડતી નથી તેના આત્માની પ્રતિષ્ઠા પડતી નથી જેની પ્રતિજ્ઞાનુ ઠેકાણું નથી, તેના આત્માની નિર્બળતા છે પ્રતિજ્ઞાપાલનમા જે શાહુકારી છે તેવી ગાડી, ઘોડા, લક્ષ્મી અને સત્તામા નથી પ્રતિજ્ઞા ચૂકવાની સાથે સ્વ પ્રતિષ્ઠા મહત્તાને મનુષ્ય ચૂકે છે પ્રતિજ્ઞાપાલનમા મીઠુ જીવન છે, અને જેણે તેના મિષ્ટ ફળો આસ્વાદ્યા છે, તે પ્રતિજ્ઞાથી પાત થવા કરતા મૃત્યુને પ્રાણથી પ્રિય ગણે છે સ્વપ્રતિષ્ઠાની રક્ષા કરવી હોય તો પ્રતિજ્ઞારૂપ જીવતી શક્તિનુ આરાધન કરવુ જોઇએ મૃત પ્રાય થયેલી શકિતયો કરતા જીવતી શકિતથી વિશેષ પ્રગતિ થાય છે પ્રતિજ્ઞારૂપ જીવતી શકિતથી મનુષ્ય ખરેખર શરીર છતા જીવતો દેવ થાય છે. એવો જેને નિશ્ચય થાય છે, તે પ્રતિજ્ઞાપાલનરૂપ જીવતી શકિતથી ક્ષણ માત્ર પણ દૂર રહેતો નથી

પ્રતિષ્ઠાના ખરા પ્રાણો, પ્રતિજ્ઞા પાળવામાં છે;
પ્રતિષ્ઠાની ખરી સ્થિરતા, પ્રતિજ્ઞા પાળવા પર છે ૩૩

**વિવેચન**–પ્રતિષ્ઠાના ખરા પ્રાણો ખરેખર પ્રતિજ્ઞા પાળવામા રહેલા છે, અને તેમજ પ્રતિષ્ઠાની ખરી સ્થિરતા પણ પ્રતિજ્ઞા પાળવા પર છે શિવાજીએ જ્યારે દેશોદ્ધારની પ્રતિજ્ઞા કરી હતી, તત્સમયે તેણે પ્રતિજ્ઞા કરી હતી કે પતિવ્રતાના પતિવ્રતની રક્ષા કરવી. સાધુ, ગરીબ, અનાથ, ગાય વગેરેની રક્ષા કરવી શિવાજીએ મૃત્યુ પર્યન્ત

તે પ્રતિજ્ઞાનુ પાલન કરી બતાવ્યુ શિવાજીએ પ્રતિજ્ઞાપાલનથી સત્ય હિંદુધર્મોદ્ધારકની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શિવાજીની પ્રતિષ્ઠાની સ્થિરતા ખરેખર તેણે કરેલી પ્રતિજ્ઞાના પાલનથી થઇ હતી પ્રતિષ્ઠાની ખરી સ્થિરતા કરવી હોય તો પ્રતિજ્ઞાનુ પાલન કરવુ જોઇએ નૃપતિ, શેઠી, સેનાપતિ, બ્રાહ્મણ, ક્ષત્રિય, જ્ઞાની, સાધુ અને દરેકની પ્રતિષ્ઠા ખરેખર પ્રતિજ્ઞાપાલનથી થાય છે પ્રતિજ્ઞા પાળવાથી મનુષ્ય જીવતા દેવ તરીકે બને છે અને વિશ્વમા મોહનલાલ કરમચદ ગાધીની માફક અક્ષરદેહે અમર થાય છે

પેથડશાહ, કરમાશાહ, દેદાશાહ, સમરાશાહ, મુઞ્જાલ પ્રધાન વગેરે જૈન શ્રેષ્ઠિયોએ પ્રતિજ્ઞાઓને પાળી સ્વાત્મોન્નતિ કરી હતી અને તેથી તેઓ ગુજરાત વગેરે દેશોમા પૂજાયા હતા

**ગમે તેવી પ્રતિજ્ઞાને, કરીને હઠ નહો પાછો,**
**પ્રતિજ્ઞા પૂર્ણ પાળ્યાથી, મળે છે અન્ય શક્તિયો. ૩૪**

**વિવેચન**—ગુરૂદેવ જણાવે છે કે હે ભવ્ય મનુષ્ય ? પ્રતિજ્ઞા કરીને તુ જરા માત્ર પાછો હઠ નહિ પ્રતિજ્ઞાનુ પૂર્ણપાલન કર્યાથી અન્યશક્તિયોની પ્રાપ્તિ થાય છે પ્રતિજ્ઞાથી પાછા હઠવાથી આત્મબળ ખીલતું દબાઇ જાય છે મહદાલ, હાડીઆ મનુષ્યો પ્રતિજ્ઞાથી પાછા હઠીને શ્વાનવત્ દશાને પ્રાપ્ત કરે છે ગુરૂ ગોવિંદસિંહને અમુક શક્તિયોની પ્રાપ્તિ થઇ હતી વનરાજે સ્વપિતાનુ રાજ્ય ઉદ્ધારવાની પ્રતિજ્ઞા કરી હતી તેના પાલનની સાથે અન્યશક્તિયોની પ્રાપ્તિ થઇ હતી એક પ્રતિજ્ઞા પૂર્ણ પાલન કરી કે તેની સાથે અન્ય પ્રતિજ્ઞાઓને પાળવાનુ બળ જાગ્રત્ થાય છે જેમ એક નદીનો પ્રવાહ શરૂ થાય છે ત્યારે તેનામા અન્ય ઝરણા આવીને મળે છે અને તેઓ મૂળ નદીને મોટુ સ્વરૂપ આપે છે તદ્વત્ એક પ્રતિજ્ઞા પાલન બળ પ્રવાહમા અન્યશક્તિયોના પ્રવાહો મળે છે અને તેથી રાઇનો પર્વત થાય તેટલુ બળ પ્રાપ્ત થાય છે

**પ્રતિજ્ઞાના વિચારોનો, અમલ કરવો ખરા ધૈર્ય,**
**ત્યજીને ભીતિયો સઘળી, વિચરવુ સ્વપ્રતિજ્ઞામા ૩૫**

વિવેચન—પ્રતિજ્ઞારૂપ કરેલા વિચારોને આચારમા મૂકવા માટે સત્ય ધૈર્યવડે અમલ કરવો જોઇએ અને પ્રતિજ્ઞાપાલનમા સર્વ ભીતિયોનો ત્યાગ કરીને વિચરવુ જોઇએ પ્રતિજ્ઞાત વિચારોનો અમલ કરવામા સત્યકર્મયોગીપણુ પ્રાપ્ત થાય છે, મહારાણા બાપા રાવળને પ્રતિજ્ઞાત વિચારોનો અમલ કરવામા ઘણું કષ્ટ વેઠવુ પડયુ હતુ માર્ટીન લ્યુથરને સ્વવિચારોનો અમલ કરવા માટે પોપના અસહ્ય પ્રહાર સહન કરવા પડયા હતા ગેલેલીએ સ્વવિચારોને મરણાત કષ્ટવડે વિશ્વમા પ્રચાર્યા હતા, પરતુ કિચિત્માત્ર મૃત્યુનો ભય પામ્યો નહતો ઇસુક્રાઇષ્ટે પ્રતિજ્ઞાત વિચારોને વિશ્વમા જાહેર કરવાને હસ્ત અને પગમા ખીલા ઠોકાવવાનુ પસદ કર્યુ હતુ. મહાત્મા સોક્રેટીસે સ્વપ્રતિજ્ઞાત વિચારોના સત્યને અવલબવામા ઝેરના પ્યાલાને અમૃતરૂપ માની લઇ તેનુ પાન કર્યું હતુ, મહાત્મા સોક્રેટીસને અનેકશ ધન્યવાદ ઘટે છે સર્વ પ્રકારની ભીતિયોથી મર્યા વિના સત્યના પૂજારી બની શકાતુ નથી સત્ય સ્વરૂપનો ફેલાવો કરતા બ્હીવુ તેજ મરણુ છે અને નાશ છે, એમ જ્યારે નિશ્ચય થાય છે, ત્યારે વિચારોનો અમલ થાય છે ઘણી વખત મનુષ્ય નકામા આગામી ભયોને કલ્પી ડરકુ મીયાની પેઠે સ્વપ્રતિજ્ઞાત વિચારોથી ભ્રષ્ટ થાય છે સ્વપ્રતિજ્ઞાત વિચારોનો અમલ કરવા માટે સ્વાશ્રયી બનો અને કોઇનાથી ડરો નહિ

**જીવે નિજને મર્યા માની, પ્રતિજ્ઞા પાળ કીધેલી,**
**અમર થાવુ પ્રતિજ્ઞાથી, જીવતા દિવ્ય જીવનથી. ૩૬.**

વિવેચન—પોતાને જીવતા છતા મરેલો માનીને કીધેલી પ્રતિજ્ઞાને હે ભવ્ય મનુષ્ય ! તુ પાળ મનુષ્યજીવને જીવતા છતા પ્રતિજ્ઞાથી દિવ્ય જીવન મેળવી અમર થવુ જોઇએ સત્ય બોલવાની

પ્રતિજ્ઞા કર્યા બાદ અસત્ય બોલવુ એ કોઇ રીતે ઉત્તમ નથી લોકો મને શુ કહેશે ? મારૂ શુ થશે ? આજુબાજુનુ નુ કરવુ ? ઇત્યાદિ અનેક વિચારોથી પોતાને પ્રથમ મરેલા માનવું જોઇએ કે જેથી લોક સજ્ઞા ટળતા આત્મસ્વાત ય પૂર્વક આપેલા વચનને પાળી શકાય સ્વાશ્રયી બનીને લોકોના વિચારોની મોરલીપર ન નાચતા સ્વતંત્ર વિચાર પૂર્વક પ્રતિજ્ઞાપાલનમા પ્રવૃત્ત થવુ જોઇએ જે મુખથી બોલીને ફરી જાય છે, જે જે બાબતનુ વચન આપે છે તેથી ફરી જાય છે તેવે મનુષ્ય દિવ્ય જીવનની આનન્દ રસની ઝાખીને અનુભવી શકતો નથી મૂઢજીવને અને સ્વાર્થજીવને જીવનારાઓને આનન્દરસની ઝાખી થઇ શકતી નથી ભલે ઘોડાગાડીમા બેસવાનુ મળે-લક્ષ્મી સત્તા વડે લોકોમા મહાન્ ગણાવાનુ થતુ હોય, પરતુ પ્રતિજ્ઞાપાલન વિના દિવ્યરસની ઝાખી સ્વપ્નમા પણ આવી શકે નહિ દુનિયા મને શુ કહેશે દુનિયામા હુ કેવો ગણાઇશ ? ઇત્યાદિ મરેલા વિચારોને જેઓ માને છે તેઓ તો મરેલા જ છે એવા મરેલા પુન તેજ શરીરે આત્મ ગુણો વડે જીવતા થતા નથી સ્વતત્ર વિચારોનો પ્રબળ પ્રવાહ વહે છે, ત્યારે જીવતા છતા મરીને પુન તેજ શરીરમા આત્માના દિવ્ય જીવને જીવતુ થઇ શકાય છે દુનિયા ઘોર પૂજક છે જીવતાને દુનિયા પૂજતી નથી મરેલાને પૂજે છે માટેજ દુનિઆને દોરગી કહી છે " દુનિયા ઝૂકતી હૈ ઝૂકાનેવાલા ચાહિયે " એવી અનેક ઉપમાઓ આ દુનિયાના વિચિત્ર પ્રસગોમા મનુષ્યોને માલુમ પડે છે-જ્ઞાત થાય છે માટે દુનિયાની દરકાર કર્યા વિના હે મનુષ્ય ! તુ તારી કરેલી પ્રતિજ્ઞાને પાળ કે જેથી દિવ્યજીવનથી અમર બની શકે જો તુ દુનિયાની દરકાર કરવા ગયો તો તારો મૂળ સ્વભાવ ભૂલી જઇને આડા અવળે માર્ગે અથડાઇ પડીશ નિત્યાનદના આનન્દની ખુમારીનો રસ ચાખવાને ભાગ્યશાળી થઇ શકીશ નહિ, માટે વસ્તુત વિચારીને પ્રતિજ્ઞાઓ પાળવામા ઉદ્યમવત થા !

પ્રતિજ્ઞા અર્જુને કીધી, ખરી રીતે કરી પાળી,
પ્રતાપે સ્વપ્રતિજ્ઞાથી, દીપાવ્યુ નામ પોતાનુ. ૩૭

**વિવેચન**–મહાભારતના યુદ્ધમા જયદ્રથને દિવસના છેલ્લા ભાગ સુધી મારવાને અર્જુને પ્રતિજ્ઞા કરી હતી તે ખરી રીતે પાળી બતાવી મહાભારતના યુદ્ધમા ગાન્ડીવધન્વા જ ખરેખરો નાયક હતો શ્રીકૃષ્ણ પ્રભુ જેવાએ પણ જેનુ સારથિપણુ કર્યુ અને અર્જુનને સ્વપ્રતિજ્ઞા પાળવામા સહાય કરી ખરેખર **પરમાત્માની**, સન્ત મહાત્માઓની મહેરબાની હોય છે તોજ કરેલી પ્રતિજ્ઞાઓ સિદ્ધ થાય છે, અર્જુનના જેવી પ્રતિજ્ઞા કરનારા અને પાળનારા તો વિરલા મનુષ્યો મહદ્ભાગ્યે જણાય છે રાજકુલતિલક, વીરશ્રેષ્ઠ, મેવાડેશ્વર, રાજપુત સ્થાનના સાચા કોહીનૂર મહારાણા પ્રતાપસિહના નામથી ભાગ્યેજ કોઈ ભારતવાસી અજાણ્યો હશે જ્યારે જ્યારે કોઈપણ દેશ ઉપર, રાજ્ય ઉપર, કોમ ઉપર, સમાજ ઉપર, વા વ્યક્તિ ઉપર, અસહ્ય દુ ખ વા સકટ આવી પડે છે ત્યારે તેનુ રક્ષણ કરવા માટે કેટલાક અસામાન્ય વીર પુરૂષોનો ઉદ્ભવ થાય છે જ્યારે આર્યો પ્રાચીન કાળમા ધર્મ અને દર્શનશાસ્ત્રના સૂક્ષ્મ તત્ત્વોનુ અનુસધાન કરવામા ગુથાયા હતા, તે સમયે પણ વીરધર્મ અને યુદ્ધનીતિનો ઉત્કર્ષ કરવામા પછાત પડયા નહોતા અર્વાચીનસમયમા પણ રાણા પ્રતાપસિહ, ગોવિદસિહ, શિવાજી જેવા મહાપુરૂષોની કીર્તિના દૃષ્ટાતો થોડા મળશે નહિ અને જે દૃષ્ટાત મળશે તે વાચ્યાથી આર્યોની વીર પ્રતિભાનુ ઉત્તમોત્તમ દિગ્દર્શન થયા વિના રહેશે નહિ

મહાપુરૂષોનુ એક મુખ્ય લક્ષણ એ છે કે તેઓ પ્રથમ બહુ વિચાર કર્યા પછી કોઇ પણ કાર્ય કરવાની પ્રતિજ્ઞાનો નિશ્ચય કરે છે, અને જ્યારે કોઇ કાર્ય કરવાનો નિશ્ચય થાય છે ત્યારે જગતની કોઇ શકિત કિવા વિધિ તેના કર્તવ્યમાર્ગમાથી તેને વિચલિત કરી શકતા નથી મહાવીર પ્રતાપે જે સમયે દૃઢ પ્રતિજ્ઞા કરી કે **દેશના શત્રુ મોગલોના** હસ્તમા સ્વદેશ, અને સ્વધર્મનુ વેચાણ કરવુ નહિ, તે સમયે મહાન પરાક્રમશાળી, પ્રજાપ્રિય અકબરશાહનુ સૈન્યબળ, અર્થ બળ, અને પ્રપચબળ તેમની સ્હામે નિરર્થક થઇ પડયુ મોગલ સૌર

વના મધ્યાહ્ન કાળમા જ્યારે અન્ય રાજપુત વીરો સમ્રાટ્ના પક્ષમા ભળ્યા ત્યારે રાણા પ્રતાપ, પોતાની પ્રતિજ્ઞામા અચળ, અવિચળ, અટલ રહ્યા હતા, તેમણે કહ્યુ હતુ કે "આત્મવિક્રય કિંવા સ્વદેશ વિક્રય કદિ કરીશ નહિ" અને પ્રતિજ્ઞા પાળવા માટે થોડા રાજભકત રાજપુત વીરો સહિત, પ્રબળ શત્રુ સામે પચવિશતિ વર્ષ યુદ્ધમા ઝુઝુ થાઇ રહી, વીરત્વની પરાકાષ્ઠા બતાવી હતી ! પ્રતાપસિંહમાં એક મહત્વનો ગુણ એ હતો કે તેમના વીરત્વમા ઊચતાનુ બિંદુ સરખુ પણ હતુ નહિ રાણા પ્રતાપે આત્મસન્માન અને સ્વદેશનુ ગૌરવ ગુમાવ્યુ નહોતુ, પ્રતિજ્ઞાનુ પાલન કરતા સર્વ જાય તો તેમા પ્રતાપને કિંચિત્ અડચણ નહોતી પ્રતિજ્ઞાનુ પાલન ન થાય તો પછી તેમને કોઇ પણ વસ્તુની અગત્યજ નહોતી ! "हतो वा प्राप्स्यसि स्वर्गं, जित्वा वा भोक्ष्यसे महीम् ।" પ્રતાપસિંહ એ ભગવદ્ગીતાનુ વાકય ભૂલ્યા નહોતા

'સકલ્પની સિદ્ધિ કિંવા શરીરનો નાશ" એજ રાણા પ્રતાપના જીવનનો મૂળ મત્ર હતો સર્વ તપશ્ચર્યાઓ કરતા પ્રતાપની રાજનૈતિક એ તપશ્ચર્યાએજ તેને વીરેન્દ્રસમાજમા સર્વ શ્રેષ્ઠ સ્થાન અપાવ્યુ હતુ તપશ્ચર્યા તે પ્રતિજ્ઞા પાલન શકિત તેજ ખરેખરી રીતે કહી શકાય મહારાણા પ્રતાપે જે ભૂમિમા જન્મ ધારણ કર્યો હતો તેને હુ નમન કરૂ છુ

यस्या जाता॰ सुमतापमतापसदृग्भूपाः भूपसद्भूषणागाः ।
यहार्थर्या नैकरत्नोद्भवां च, वद देवीं भारतीं मातर ताम् ॥
(ज्ञा सो २)

ખરેખરો યોદ્ધો કયારે કહેવાય કે જ્યારે તેને સ્વપક્ષ પરપક્ષ બન્નેનો ધન્યવાદ મળે

ઉપરોક્ત શ્લોક નિશ્ચયત, પ્રતાપની કીર્તિને લાગુ પડે છે ગુણાનુરાગી અકબર સમ્રાટે મહારાણા પ્રતાપની પ્રશસા સ્વદરબારમાં

કરી હતી "પ્રતિજ્ઞા તે આનુ નામ" "આ જગતમા સમસ્ત વસ્તુઓ અનિત્ય અને અચળ છે, રાજ્ય અને ધન સમસ્ત નાશ પામે છે પરતુ એક મહા પુરૂષની અસીમ કીર્તિ સર્વદા અમર રહે છે (મહારાણા) પ્રતાપસિંહે પોતાનુ રાજ્ય, ધન ઇત્યાદિ સમસ્ત પદાર્થોનો ત્યાગ કર્યો પરતુ તેમણે કોઇ પણ સમયે કોઇના સ્હામે પોતાનુ શિર નમાવ્યુ નથી ભારતવર્ષના સમસ્ત રાજકુમારોમા (રાજપૂત રાજાઓમા) કેવળ તેઓજ પોતાના પવિત્ર ક્ષત્રિય કુળના ગૌરવનુ રક્ષણ કરી શકયા (ખાનખાના) ઉપરોક્ત લેખથી માલૂમ પડશે કે એક મુસલમાને પણ પ્રતાપની કીર્તિનુ, તેમની પ્રતિજ્ઞાનુ, તેમના વીરત્વનુ ખરૂ બ્યાન કર્યું છે પ્રતિજ્ઞા પાળવી તો પ્રતાપના પ્રમાણેજ પાળવી જોઇએ

**પ્રતિજ્ઞામત્રની કરણી, ચલાવે દેવતાઓને,**
**ચલાવે સર્વ લોકોને, ફળે છે સિદ્ધ લોકોને. ૩૮**

વિવેચન—પ્રતિજ્ઞામત્રની કરણી ખરેખર દેવતાઓને દ્રવ્યથી અને ભાવથી ચલાવી શકે છે, અને તેમજ સર્વ લોકોને ચલાવી શકે છે પ્રતિજ્ઞાની મત્ર કરણી ખરેખર સિદ્ધ લોકોને ફળે છે પ્રતિજ્ઞા મત્રની કરણીનુ એટલુ બધુ બળ છે કે તે ત્રણ ભુવનને પણ ચલાયમાન કરવા શક્તિમાન્ થાય છે પ્રતિજ્ઞામત્રની કહેણીથી નહિ પરતુ પ્રતિજ્ઞા મત્રની કરણીથી આપણે દેવતાઓને ચલાયમાન કરવા શક્તિમાન્ થઇએ છીએ અખિલ વિશ્વના લોકોને પ્રતિજ્ઞા મત્ર કરણીથી અમુક વ્યવસ્થા વડે વ્યવસ્થિત કરવા શક્તિમાન્ થઇએ છીએ જેઓ મહાત્માના પદને પામ્યા છે, એવા મનુષ્યો પ્રતિજ્ઞામત્રની કરણી વડે જે ધારે તે કરી શકે છે 'કાળા માથાનો મનુષ્ય 'સકલ્પબળવડે ધારે તે કરી શકે છે' પ્રતિજ્ઞામત્રની કરણી વિના કોઇ સિદ્ધ થયો નથી, વર્તમાનમા થતો નથી અને 'ભવિષ્યમા થનાર 'નથી પ્રતિજ્ઞામત્રની કરણીમા જેટલુ મદવીર્ય છે તેટલુ સિદ્ધત્વ ન્યૂન

પ્રતિજ્ઞામંત્ર વિના યંત્ર તંત્રોની સિદ્ધિ થતી નથી એમ સર્વ દેશોના શોધકોના ચરિત્રો વાચવાથી નિશ્ચય થાય છે કોલંબસે સંકલ્પબળ વા પ્રતિજ્ઞાની સિદ્ધિને લઇને અમેરીકા ખંડ શોધી કહાડયો વાસ્કોડી ગામા પ્રતિજ્ઞાને લઇને 'કેઇપ ઓફ ગુડ હોપ' સુધી હિંદુસ્તાનનો દરિયાઇ માર્ગ શોધવા શક્તિમાન થયો હતો આશાઓનું કિરણ જે ભૂમિએ દર્શાવ્યું તેને વાસ્કોડીગામાએ ઉપરોક્ત નામથી તે ભૂમિને અંકિત કરી કે જે પાંચસો વર્ષ થયાં હજી ઇતિહાસના પાને તેમજ દરેક મનુષ્યના મુખે યાદ છે પ્રતિજ્ઞામંત્રની કરણીથી જગતમાં જે જે સુધારા વધારા ફેરફાર કરવા ધારીએ તે થઇ શકે છે પ્રતિજ્ઞા મંત્રની કરણી બળની જેટલી પ્રશંશા કરીએ તેટલી ન્યૂન છે પ્રતિજ્ઞા મંત્રની કરણી એ મહા તપ છે, એ તપના પ્રભાવે આ વિશ્વમાં કર્મયોગીઓ ધારે તે કરી શકે છે તેના અનેક દ્રષ્ટાંતો મોજુદ છે

પ્રતિજ્ઞા પ્રાણસમ વ્હાલી, ખરેખર સંત લોકોની,
ચલાવ્યા ના ચળે લોભે, ડરાવ્યા ના ડરે તેઓ. ૩૯

**વિવેચન**—સંત લોકોને પ્રાણના સમાન સ્વપ્રતિજ્ઞા વ્હાલી છે તેઓ કોઇની પણ દરકાર રાખ્યા વિના સ્વપ્રતિજ્ઞા પાલનમાં જીવન વ્યતીત કરે છે અનલહકકે હું ખુદા છું એવું સ્વમુખથી જાહેર કર્યું તેને કોઇ ફેરવવા શક્તિમાન્ થયું નહિ શ્રીમદ્ આનંદઘનજીએ ગૃહસ્થ પ્રતિબંધ ત્યાગની જે પ્રતિના કરી હતી તે અંતકાળ સુધી પાળી અમદાવાદના નગર શેઠે શ્રી રાજસાગરજીને આચાર્ય પદવી આપવાનો નિશ્ચય કર્યો હતો, તેમના સામા શ્રી વિજયદેવસૂરિ પડયા તોપણ શ્રીમદ્ રાજસાગરજીને આચાર્ય પદવી આપીને સ્વનિશ્ચય રૂપ પ્રતિજ્ઞાની સિદ્ધિ કરી શાંતિદાસ નગરશેઠને આચાર્ય પદવી આપ વામાં અનેક વિઘ્નો ઉપસ્થિત થયાં હતાં છતાં પણ તેની તેમણે દરકાર કરી નહોતી તેથી શાંતિદાસ શેઠના સંતાનોને હાલ પણ સાગર ગચ્છ સ્થાપ્યાનું સન્માન મળે છે શ્રી વજ્ર સ્વામી અને જાવડશાહે શત્રુંજયના ઉદ્ધાર માટે સંકલ્પરૂપ પ્રતિજ્ઞા કરીને હજારો વિઘ્નો સહીને પાર પાડી

હવી સત્પુરૂષો પ્રતિજ્ઞાથી કદાપિ મેરૂપર્વતની પેઠે ચળાવ્યા છતા ચળતા નથી સુદર્શન શેઠને રાણીએ શીયલથી ચળાવવા અનેક ઉપાયો કર્યા પણ સુદર્શન શેઠ ચળાયમાન થયા નહિ તેમજ સત્પુરૂષોને પ્રતિજ્ઞા ભગ કરવા માટે ડગાવવામા આવે છે પરન્તુ તે ડરતા નથી ડરવુ, ચલાયમાન થવુ એ મનનો ધર્મ છે પરન્તુ જેઓ મનના ધર્મની પેલી પાર જઇ આત્મ ધર્મથી પ્રતિજ્ઞાનુ પાલન કરે છે તેઓને ડર નથી તેઓ તો નિર્ભયપણે પ્રતિજ્ઞામા પ્રવર્તે છે

> પ્રતિજ્ઞા જે કરો તેને, નિભાવી લો ઉપાયોથી;
> પુરૂષમાહી ગણાવવાને, કરેલો કોલ પાળી લે ૪૦

વિવેચન–હે મનુષ્ય તુ સમજીને જે પ્રતિજ્ઞા કરે તે પ્રતિજ્ઞાને નિભાવી લે, પુરૂષમા ગણાવાને જે વચનનો કોલ કરેલો હોય તેને પાળ ! પ્રતિજ્ઞા પાળ્યા વિના પુરૂષ તરીકે ગણાવવાનો પોતાને હક્ક નથી, દેશ કાળને વિચારીને સ્વશક્તિના અનુસારે પ્રતિજ્ઞા કરવી જોઇએ, આજુબાજુના સાનુકુલસયોગોનો વિચાર કરીને પ્રતિજ્ઞા કરવી જોઇએ, પરાશ્રયી ન બનતા પ્રાય સ્વાશ્રયી બનીને પ્રતિજ્ઞા કરવી જોઇએ "બોલ્યુ તેવુ પાળીએ દ તીદ વ મમ બોલ"નો અનુભવ કરીને પ્રતિજ્ઞા કરવી જોઇએ શ્રેયાંસિ बहुविघ्नानि એ વાકયનો સાર સત્ય છે એમ નિશ્ચય કરીને પ્રતિજ્ઞા કરવી જોઇએ લાલા લાખ તો સવાલાખ' બોલનાર શખની પેઠે સ્વજીહ્વા ન બને એવો દૃઢ નિશ્ચય કરીને પ્રતિજ્ઞા કરવી જોઇએ સૂર્યના રથમા મસ્તક મૂકીને પ્રતિજ્ઞા કરવી જોઇએ શિબિનૃપતિની પેઠે આત્મસમર્પણનો પાઠ શિખીને પ્રતિજ્ઞા કરવી જોઇએ પ્રમાણિકતાનો નાશ ન થાય એવી સુયુક્તિપૂર્વક પ્રતિજ્ઞા કરવી જોઇએ પ્રમાણિકતા રૂપ પ્રાણનુ પોષણ કરવા માટે પ્રતિજ્ઞા કરવી જોઇએ પ્રતિજ્ઞા પાલનમા પુરૂષાર્થ ફોરવ્યાથી પુરૂષ તરીકે ગણાવાનો પોતાનો હક છે કેશરીયા કરીને રજપુતો જેમ યુદ્ધમા ઝપલાવે છે તેમ પ્રતિજ્ઞા પાલનમા આત્મભોગપૂર્વક પ્રવૃત્તિ કરવી જોઇએ હે મનુષ્ય ! જો ત્હે કોઇ જાતની પ્રતિજ્ઞા કરી હોય તો

નેક પ્રકારની મીઠી કડવી સુજરાતીમાંથી સુમ્ન થઇ અનેક પ્રકારના ત્રકાળાનુસારે ઉપાયો યોજી પ્રતિજ્ઞાને નભાવી લે કોઇને આપેલો લ પાળી લે

કદાપિ ઝેરનો પ્યાલો, પીવાનો યોગ આવે તો,
ગણીશ ના મૃત્યુની પરવા, પ્રતિજ્ઞા પાળવા માટે. ૪૨

વિવેચન —હે ભોળા મનુષ્ય જો પ્રતિજ્ઞા પાળવા માટે તારે દાપિ ઝેર પીવાનો સમય આવે તો મૃત્યુ ની પરવા રાખ્યા વિના અમૃતમય ગણીને પી જજે મ સારની અનેક ઉપાધિઓમાં મનુષ્યને સમયે સમયે કાઇક વિચિત્ર નવો અનુભવ મળ્યા કરે છે આ સિદ્ધાત અનુભવ ગમ્ય છે તેવી ઉપાધિઓમા મનુષ્ય તેમને નિવારણ કરવા- અનેકશ ઉપાયો યોજવા માટે પ્રતિજ્ઞાને ધારણ કર ે તે એમ કહે છે કે હુ આમ કરીશ, હુ આની પ્રતિજ્ઞા કરૂ છુ, આતરિક ઉદ્‌ગારો ની શ્રેણિ નિ સ્વાર્થપણે વમન કરે છે પરતુ તે ઉદ્‌ગારોની જે કિમત છે તે જાણતો હોતો નથી, તેથીજ પાછો પડે છે

મીરાબાઇ જેવી ભક્તાણી વિષ્ણુ પ થમા ભાગ્યેજ થઇ હશે તે વીર બાઇ પોતાની નિ સીમ ભક્તિને લઇને સ્વપતિ કુભારાણાએ મોકલેલા ઝેરના પ્યાલાને અમૃત ગણી શ્રીપ્રભુનુ નામ જપી પી ગઇ શુ તેની અસર મૃત્યુવત્ થઇ ? નાશવ તદેહને ઝેરની અસર થઇ કે નહિ ? આત્માના અમરપણામા તે અમૃતમય બની ગયુ વા દેવીમાયાથી અલોપ થઇ ગયુ સર્વન ભક્તિના આધાર-પ્રતિજ્ઞા દેવીની કૃપાવડે -ઝેર મટીને અમૃત થયુ મિરાબાઇનુ દ્રષ્ટાત પ્રતિજ્ઞા પાલનગુણને અતિઉચ્ચતમ બનાવે છે

ઇ સ પૂર્વે ૪૦૭ મા ગ્રીસદેશની પાટનગરી આથેન્સ શહેરમા મહાન્તત્ત્વવેત્તાસોક્રેટીસનો જન્મ થયો હતો સોક્રેટીસ એક સામાન્ય કુટુબમા જન્મેલો હતો ખરેખર માણસમા વાસ્ત વિક પ્રતિષ્ઠા અને ખરી મ્હોટાઇ આવવામા નીચ કુલોત્પત્તિ પ્રતિબધ કરતી નથી સોક્રેટીસે એક તદ્દન નવીજ અને વિચિત્ર તત્ત્વ

જ્ઞાનની શાળા કાઢી અને તેના શિષ્યોમાંથી "સોફીસ્ટો" મહાજ્ઞાની છે એવી ભ્રમણાને મર્દન દૂર ફેંકી દેવા ઉપદેશ દેવા લાગ્યો આથેન્સ નિવાસીઓ સોક્રેટીસના સત્યજ્ઞાનની કિંમત કરવાને શક્તિમાન હતા નહિ તેથી તેઓએ તેના ઉપર આક્ષેપ મૂકીને ઝેર પીવાનો ક્રૂર દેહાતદંડ સોક્રેટીસ ઉપર વરસાવી દીધો સોક્રેટીસને તેના મિત્રો તરફથી નાસી જવાને ઘણુ સમજાવવામાં આવ્યો હતો, અને તેઓ વચ્ચે સંવાદ પણ થયો હતો પરંતુ મહાનતત્વવેત્તાસોક્રેટીસ આત્મા અમર છે, દેહ નાશવંત છે, આ સંસારની સર્વ વસ્તુઓ નાશવંત છે ક્યા સુખની આશાએ આ દુનિઆમાં ચોર ની માફક રહેવુ જોઇએ સોક્રેટીસે સ્વમુખેથી ઉચ્ચાર્યું હતુ કે, પ્રતિજ્ઞા પાળવા માટે મૃત્યુ મને પ્રિય લાગે છે એ ઝેર પાઇને દુષ્ટ આથેન્સ વાસીઓ મ્હારા ઉપર ઘણોજ જુલમ કરે છે એમ નહિ, પણ એ લોકો મ્હારા ઉપર કૃપા કરીને મને આનંદ લોકમાં જવાને આ મૃત્યુરૂપી માર્ગ ખુલ્લો કરી આપે છે એવુ તેને લાગ્યુ હતુ "ખરેખર મહાત્માઓ પ્રકને પ્રકજનુ ઉપસ્થાન માને છે"

મહાત્મા સોક્રેટીસ અને ભકતમિરાબાઇ આ નાશવંત દુનિઆ છોડીને ચાલ્યા ગયા છે, પરંતુ તે દેશના સંતાનોને માટે અતિએ માથે આશ્ચર્યમાં ગરકાવ કરી નાખે તેવો પ્રતિજ્ઞા પાળક સ્વર્ગની નિસરણી સમાન પન્થ મુકતા ગયા છે પ્રતિજ્ઞા પાળવી એ દરેક વીરધીર મનુષ્યની ફરજ છે પ્રતિજ્ઞા એજ સહજાનંદ છે

કદાપિ ક્રોધ જુસ્સાથી, પ્રતિજ્ઞા ભ્રષ્ટ ના થાતો,
મળે જો ઇન્દ્રની પદવી, તથાપિ ભ્રષ્ટ ના થાવું. ૪૨

વિવેચન—હે બંધો! તુ ક્રોધના જુસ્સાથી પ્રતિજ્ઞાભ્રષ્ટ થતો નહિ તેમજ લોભના વશ થઇ પ્રતિજ્ઞાભ્રષ્ટ થતો નહિ, યદિ ઇન્દ્રની પદવી મળે તો પણ હે બંધો! તારે પ્રતિજ્ઞા ધર્મથી ભ્રષ્ટ ના થવુ જોઇએ મહારાણા સૂર્યવંશાધિપતિ પ્રતાપસિંહના ભ્રાતા શક્તિસિંહ સ્વદેશભૂમિરક્ષણની જે સ્વભાવિક આન્તરિક પ્રતિજ્ઞા હોય છે તેનાથી ભ્રષ્ટ થયો, તેણે "સલીમ"નો પક્ષ સ્વીકાર્યો

અને માતૃ ભૂમિના નાશાર્થે યુદ્ધ કરવા લાગ્યો તેમા વાસ્તવિક પ્રયોજન તેના ક્રોધના જુસ્સાનુ હતુ ક્રોધના જુસ્સાની વૈરની લાગણી સચેત થાય છે, અને મનુષ્યને અંધ બનાવે છે તે સ્વજન્મભૂમિ દ્રોહી બ ચો પણ અંતે પશ્ચાત્તાપ યોગે ક્રોધનો નાશ થવાથી તેના હૃદયમા સ્વદેશપ્રેમ જાગૃત થયો, દેદીપ્યમાન થયો, ઝગઝગ જ્યોતિથી પ્રગટ થયો અને આંતરિક શાંતિ આપવાને સમર્થ થયો પૃથ્વીરાજના પ્રતિપક્ષી કનોજના રાજા જયચંદ્રે ક્રોધ વૈરના જુસ્સાથી માતૃભૂમિ પાલનની સ્વભાવિક પ્રતિજ્ઞા હતી તેનાથી વિરુદ્ધ કાર્ય કરીને શાહાબુદ્દિનને સ્વારી કરવાની પ્રેરણા કરી, તેથી પરમૂળનો નાશ કરતા સ્વમૂળને જડમૂળથી ઉખેડી નાખ્યુ આર્ય ભૂમિનુ સત્યાનાશ વાળ્યુ, વિદેશીઓને માતૃ ભૂમિઓ રીબાવવાને સોંપી દીધી અને સંતાને માટે વિદેશીઓની પરતંત્રતાની બેડીમા સ્વભૂમિને સોંપી દીધી હા દુષ્ટ ક્રોધી સ્વાર્થી જયચંદ્ર ! તુ તે તારૂ અશ્વેત મુખ લઈને ગયો પરંતુ આર્ય માતાની બેડીઓને કોણ પ્રતિજ્ઞાપાળક વીર તોડી નાખશે જયચંદ્ર ! તારો ગુનોહ નથી પરંતુ ક્રોધના આવેશે તારૂ ભાન ભુલાવ્યુ પરસ્પર મિત્રો, બંધુઓએ, ભગીનીઓએ, સેવકોએ, ગુરૂઓએ અને શિષ્યોએ કદાપિ ક્રોધના જુસ્સાથી પ્રતિજ્ઞા પાલનથી ભ્રષ્ટ થવુ નહિ પરસ્પર મનુષ્યોએ પ્રેમની લાગણીથી-ગમે તેથી અનેક બાબતોના પરસ્પરને વચન આપ્યા હોય, ટેક લીધી હોય, કોલ કર્યા હોય તેને ક્રોધના જુસ્સામા આવી જઇને તોડવા ન જોઇએ. તેમજ લોભની લાગણીથી કોલ, પ્રતિજ્ઞા, વચનનો ભંગ ન કરવો જોઇએ યુરોપીય રાજ્યો પૈકી કેટલાક રાજ્યોએ લોભ ા વશે અધુના કેટલાક વર્ષથી યુદ્ધદેવીનુ તર્પણ ભરવા માંડ્યુ છે તે મહાશયને વિશ્વ સ્મૃતિ પંથમાથી દૂર કરી શકે તેમ નથી રજોગુણ અને તમોગુણના તાબે થઇ પ્રતિજ્ઞા ભ્રષ્ટ ન થવુ જોઇએ ઇન્દ્રના સરખી પદવીની લાલચોમા લપટાઇને પ્રતિજ્ઞાને તોડવી ન જોઇએ

જરા વાતે વિરોધી થઇ અભિમાને ફુલાઇને;
વચનનો ભંગ ના કરજે, વિચારી ટેકને ધરજે ॥ ૪૩

**વિવેચન**—હે મનુષ્ય ! ! ! સામાન્ય વાતમા વિરોધી થઇને અને અભિમાને ફુલાઇને વચનનો ભગ કરીશ નહિ અને હૃદયમા નપૂર્ણ વિચાર કરીને ટેકને ધારણ કરજે અમુક કાર્યને હુ કરીશ, અમુકમા અમુક રીતે હુ આત્માનો ભોગ આપીશ, અમુક જાણવામા આવેલી વાતને હુ જાહેર નહિ કરૂ, અમુક રીતિએ સ્વભોગ આપીશ, અમુકને અમુક વખતે મહાયક થઇશ, અમુકને માટે અમુક કાર્ય કરીશ અને અમુક બાબતમા આપેલા વચન પ્રમાણે વર્તીશ તેમા કદિ ફ્રૂટ કરીશ નહિ, ઇત્યાદિ અનેક વિષયોની પ્રતિજ્ઞા કરીને, વચન આપીને, પશ્ચાત્ અમુકની સાથે કોઇ પ્રસગે વિરોધી બનીને વચનનો ભગ કરીશ નહિ અમુક વચનનો ભગ કરીને અમુક હાનિ પહો ચાડવાની સાથે વચન ભગ કરવાથી પોતાની અનન્તગણી હાનિ થાય છે, તેનો હે મનુષ્ય ! ખ્યાલ કર ! ગુજરાતનો પ્રધાન માધવ સ્વકર્ણનૃપ સાથે સ્રીસબધે વિરોધ થવાથી દેશદ્રોહી બન્યો અને પોતાની જન્મભૂમિ ગુજરાતની પડતી થાય એવી રીતે તેણે અલ્લાઉદ્દીનને ઉશ્કેર્યો તેનુ પરિણામ એ આવ્યુ કે ગુજરાતની પડતી થઇ, હિદુસ્થાનનો સુકોમળ બગીચો સુકાઇ ગયો, સુકુમાર વેલડીઓ માધવની ઇર્ષ્યા કરતી સુષ્ક બની ગઇ, સુગધી ફુલોએ સ્વગધીની શ્રેણિને લજી દીધી—સર્વત્ર "સહારાના" રણ જેવુ દેખાવા લાગ્યુ ગુર્જરાન્નીઓ હતાશ પામ્યા કર્ણ—દક્ષિણમા ચાલ્યો ગયો પરતુ માતૃભૂમિને ઉદ્ધારવા માટે પ્રયત્ન કરવામા સ્વજીવનની આહુતિ આપી હુઇ, દેશદ્રોહી માધવની પણ દુષ્ટ દશા થઇ પરધર્મી થવાને ના કબુલ થતા તે પણ નીચની માફક વિદેશી કૂતરાઓથી, અહીં તહિ કરડાવા લાગ્યો અલ્લાઉદ્દીને માધવને કહ્યુ કે, "તારી જન્મભૂમિ, ત્હારો રાજા કરણ ઘલેલો તેનાથી તુ વિરૂદ્ધ પડયો જે નૃપતિ પાસે રાજકીય બાબતો નહિ કહેવાની પ્રતિજ્ઞા કરીને પ્રધાન થયો હતો, તે વચનનો ત્હે ભગ કર્યો, તો મારૂ તુ શુ ઉકાળવાનો હતો" એમ કહીને તેનો તિરસ્કાર કર્યો આ ઉપરથી હે મનુષ્ય ! તુ જરા જરા વાતમા, જરી જરી બાબતમા વિરોધી થઇ વચનનો

ભગ કર નહિ અભિમાન, ઇર્ષ્યાથી ફુલાઇને વચનનો ભગ ના કર
આ વિષયને તારા હૃદયમા પળે પળે ધારણ કર

પ્રતિજ્ઞાઓથી પડેલાઓ, જગત્‌મા અન્યને પાડે,
કદી ના સગતિ કરજે, વશે સગત અસર તેની. ૪૪

વિવેચન—પ્રતિજ્ઞાથી પતિત મનુષ્યો જગત્‌મા અન્ય મનુષ્યોને પાડે છે હે મનુષ્ય ! એવા પ્રતિજ્ઞાથી પતિત મનુષ્યોની સગત કર નહિ તેઓની સગતિથી તેઓના વિચારો અને પ્રતિજ્ઞા પતિત આચારોની તુને અસર થશે જેવી સગતિ તેવી અસર થઈ થાય છે અને થવાની જેનો સગ તેનો રગ બેસે છે પુસ્તકો કરતાં સગતની અસર વધારે થાય છે પ્રતિજ્ઞાપાલન, પ્રતિપાદક પુસ્તકો કરતા પ્રતિજ્ઞાપાળક મનુષ્યોની સગતિથી પ્રતિજ્ઞાપાલન કરવા માટે અત્યત અસર થાય છે પ્રતિજ્ઞા પાલનથી ભ્રષ્ટ થયેલા મનુષ્યોની સગતિથી વિજળી કરતા પણ અધિક ઝડપથી પ્રતિજ્ઞાભ્રષ્ટતાથી અસર થાય છે ‘ એક ભ્રષ્ટ થયેલ સોને ભ્રષ્ટ કરે અને એક સુધરેલો સોને સુધારે ’ એમ જે કહેવામા આવે છે તે સત્ય છે પતિવ્રતા ધર્મ પાલનરૂપ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયેલ ગુજરાતના રાજા કરણઘહેલાની રાણીએ સ્વધર્મનો નાશ કર્યો, અને પોતાની પુત્રીને પોતાના ધર્મથી ચ્યૂત કરવા તકી મગાવી હજારો સ્વદેશીઓના રક્તની નદીઓ વહેવરાવી હિંદુધર્મનુ સત્યાનાશ વાળી નાખ્યુ ભારત પરદેશીઓની ગુલામી બેડીમા સપડાઇ ગયો પતિત પાતયતિ સર્વદ ! આ વાક્ય સર્વથા સત્ય છે એક નાક કપાવેલ મનુષ્ય સોના નાક કપાવીને પોતાના જેવા કરે છે પ્રતિજ્ઞાઓ, ટેક, વચન, બાધાઓ, આખડીઓ, નેમાશઓનો ભગ ઘણા કરનારા જણાય છે પરતુ પ્રતિજ્ઞાઓનુ પાલન કરનારાઓ તો આગળીના ટેરવા ઉપર ગણાય તેટલા અલ્પ નીકળી આવે છે પ્રતિજ્ઞા પાળવામા રાજ્ય છે, પાલન કરવામા સ્વર્ગ છે અને પતિત થવામા નરક છે જેવી રીતે નરકના કીડાને કોઇ બહાર કાઢી સ્વચ્છ જગ્યાએ મૂકે તો કાતો તેઓનુ મરણ નીપજે, કાતો તેઓ તરફ

ડીઆ મારે તે પ્રમાણે પતિત મનુષ્ય અન્યોને ડુબાડવાના તરફડીઆ મારા કરે છે પ્રતિજ્ઞાના લ્હાણાનો ગમ સ્વાદ એજ વીર, ધીર, મહા દુરોના ભાગ્ય છે હે મનુષ્ય ! ! ! તુ કદાપિ પ્રતિના પતિત મનુષ્યોની સગત ક્યરે નહિ પડતો મનુષ્ય અન્યનેપ ડે છે કહેવત છે કે "ડુબનો ડુબાડે અને પડનો પાડે" ગમે તેની પ્રતિનામા મનુષ્ય સજ્જડ હોય તો પણ પ્રતિજ્ઞાથી પતિતની સગતિ કરતા અવશ્ય પડવાનુ થાય છે પૃથુરાજ ચોહાણનો પ્રધાનપુત્ર વિજયસિંહ પોતે સ્વદેશધર્મપાલન પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયો, અને તેની સગતિ ફરંગાઓને તેણે પાડયા આબા અને લીંબડા બન્ને એકજ સ્થાનમા ઉગી મોટા થયા હોય છે અને પરસ્પર બન્નેના મૂળ ભેગા ઓતપ્રોત થઇ ગયા હોય છે, તો લીંબડાની સગતિથી આંબાની કેરીની મીઠાશમા ફેરફાર થાયછે યત વરસ્સય નિંવસ્સય દુહ્નિવિસમાગયા, મૂલાઇ, સસગ્ગેણવિ ણઠા અંવોનિંવત્તણ પત્તા ॥ વચન ભગ કરનારાઓને તો સો હાથથી નમસ્કાર કરવાની જરૂર છે

**વચનની ટેક ધરવાનુ, શિખ્યો નાતો શિખ્યો તુ શુ ?**
**પ્રતિજ્ઞા પાળતા શિખ્યો, શિખ્યો ત્યારે સકળ બીજુ ૪૫**

**વિવેચન**—હે આત્મન્ ! જો તુ વચનની ટેક ધરવાનુ ન શિખ્યો તો અન્ય શુ શિખ્યો ? અર્થાત્ કાઇ પણ શિખ્યો નહિ જો તુ પ્રતિજ્ઞા પાળવું એમ શિખ્યો તો અન્ય સર્વ કળા શિખ્યો એમ ત્હારે અવશ્ય જાણવુ આગમો, ચાર વેદ, એકસો આઠ ઉપનિષદ્, કુરાન, બાઇબલ, વિગેરે અન્ય પુસ્તકો વાચીને, વિજ્ઞાનાદિ અનેક વિષયોનો અભ્યાસ કરીને મહા વિદ્વાન્ ગણાયો હોય તો પણ જો પ્રતિજ્ઞા પાળવાનુ ના શિખ્યો તો તુ કાઇ પણ શિખ્યો નથી કરોડો પુસ્તકોનો અભ્યાસ કરીને સગજના જ્ઞાનતતુઓને થકવી નાખી મહાશિક્ષક તરીકે તુ પ્રખ્યાત થયો હોય તોપણ વચન પાળવાનુ હૃદય શિક્ષણ તો તે ગ્રહ્યુ નથી [illegible] સર્વ પ્રકારનુ લીધેલુ શિક્ષણ નિરર્થક છે, વ્યર્થ [illegible]ગરનુ છે—ફાફા મારવાનુ છુ જો-

પ્રતિજ્ઞા પાળવાનુ જ એકજ શિક્ષણ સપૂર્ણ શિષ્યો તો હવે કરોડો વિષ ચોનુ શિક્ષણ મેળવ્યુ એમ નક્કી જાણવુ સર્વ શિક્ષણ કરતા પ્રતિજ્ઞા પાળવાનુ શિક્ષણ મહાન્ છે “ તારકોમા રજનીપતિ, વૃક્ષોમા કલ્પ વૃક્ષ, પર્વતોમા મેરૂ, મનુષ્યોમા ચક્રવર્તિ, સવ રસોમા શાત રસ, ભકિતયોમા સ્વાર્પણ ભકિત, સવ ગુણોમા વિનયગુણ, સર્વ વ્રતોમા બ્રહ્મચર્યવ્રત, સર્વ દાનોમા અભયદાન, સર્વ જ્ઞાનોમા આત્મજ્ઞાન, સર્વ ક્રિયાઓમા નિર્લેપ ક્રિયા, સર્વ બળોમા ચોગબળ, સર્વ ખગોમા ગરૂડ, સર્વ વનચરોમા મૃગેન્દ્ર, સર્વ શૂરોમા ધર્મશૂર, સર્વ તેજમા સૂર્યનુ તેજ, પખીઓમા સર્વોત્તમ હસ, અને સર્વ જળોમા મેઘનુ જળ તેમ સર્વ શિક્ષણમા પ્રતિજ્ઞા, ટેક, વિશ્વાસ, બોલ પાળવાનુ શિક્ષણ મહાન્ છે, ઉત્તમ છે, સર્વોત્તમ છે, સાગર સમાન છે, પૃથ્વી સમાન નિશ્ચળ છે આકાશ સમાન સર્વ વ્યાપી છે, દેદીપ્યમાન છે, ઉજ્વળ છે અમર છે અજર છે

જેનો બોલ હાથમા નથી તેનુ હૃદય હાથમા નથી પતિવ્રતા ધર્મની ટેકથી સતીઓ સ્વસ્વામિની પછવાડે અગ્નિની ભડભડતી જ્વાલામા હસતા સુપ્રસન્ન મુખે બળી ભસ્મીભૂત થઇ જાય છે તે ખરેખર વિચાર શ્રેણિમા પ્રથમ સ્થાન આપવા ચોગ્ય છે પ્રતિજ્ઞાનુ વર્ણન કરવુ, તત્સબધી ચર્ચા કરવી તે મગજ, બુદ્ધિનુ કામ છે, પરતુ પ્રતિજ્ઞાનુ પાલન કરવું એ તો હૃદયબળનુ કાર્ય છે મગજ બુદ્ધિ કરતા પ્રેમ, શૌર્ય, અને પ્રતિજ્ઞા પાલનમા કરોડ દરજ્જે હૃદય ઉત્તમ છે, માટે પ્રતિજ્ઞા પાળતા જે શિષ્યો તે અન્ય સકળ શિષ્યો એમ કહેવુ તેમા કોઇ જાતનો વિરોધ આવતો નથી બાળ કોને ગળથુથીમા પ્રતિજ્ઞા પાળવાનુ શિક્ષણ આપવું જોઇએ, કે જેથી અન્ય મનુષ્યો પ્રતિ તે પોતાના હૃદયની સારી છાપ પાડી શકે પ્રતિજ્ઞાપાળક મૌની મનુષ્ય પ્રતિજ્ઞા પાળવામા અન્યને જેટલુ શિક્ષણ આપી શકે છે તેટલુ હજારો પુસ્તકો, અને પ્રતિજ્ઞાની પ્રશસા હજારો ઉપદેશકો પણ તેટલુ શિક્ષણ આપી શકતા નથી.

ફરી જાતી જીભલડી જે, પ્રતિજ્ઞા બોલીને ક્ષણમા,
અહો એ જીભ સર્પિણી, રહે ત્યા ભય કહો કેવો ? ૪૬

વિવેચન—પ્રતિજ્ઞા બોલીને જે જીન્હા ક્ષણમા પશ્ચાત્ ફરી જાય છે તે જીન્હા ખરેખર કાળીનાગણના જેવી છે એવી જીન્હાનો જ્યા વાસ છે ત્યા ઘણોભય રહેયો છે પ્રતિજ્ઞાબોલીને ફરી જનારી જીભલડીને સર્પિણીની ઉપમા આપવામા આવે છે તે ખરેખર યોગ્યજ છે સર્પિણી જ્યા રહે છે ત્યા લોકોને ઘણોજ ભય હોય છે સર્પિણી જેને કરડે છે તેનો નાશ કરે છે તદ્વત્ જીન્હારૂપ સર્પિણી જે મુખમા રહે છે, તેનાથી આણુવિશ્વ કંપતુ રહે છે, અને જીન્હારૂપ સર્પિણી જેને કરડે છે તેનો નાશ કરે છે નિન્દાસ્તુપ તો આવી નાગણીને જીતવામાજ છે સતપુરુષો કદાપિ સ્વજીન્હાને સર્પિણી બનાવતા નથી માટે અન્ય મુનમનુષ્યોએ પ્રતિજ્ઞાથી ફરી જઇને કદાપિ સ્વજીન્હાને કાળીનાગણ બનાવવી જોઇએ નહિ જેના મુખમા પ્રતિજ્ઞાથી બદલાતી જીભલડી રૂપ સર્પિણી વસે છે, તેને મુક્તિ જપીને બેસવાનો વખત આવતો નથી દરેકમનુષ્યે દરેકવા અસત્ય બોલવાની ટેવ પાડવાથી કદાપિ જીન્હા, સર્પિણી બનતી નથી. બોલવી ફરીજનારી જીન્હારૂપ સર્પિણી જ્યા વસે છે ત્યા સર્વ પ્રકારની અશાન્તિ અને ભયનો વાસો છે, એવુ જાણીને સુજ્ઞમનુષ્યોએ બોલેલા બોલથી ફરી ન જવુ જોઇએ

શરીરો નહિ અમર રહેતા, મરવું ને ભિન્ન થવાનું;
જગતની લાલચો છોડી, પ્રતિજ્ઞા પાળજે પ્રેમે. ૪૭

આવે તોપણ કાયાનો તો એક દિવસ નાશ થનાર છે તો પછીપ્રતિજ્ઞા પાળવામા શરીર નષ્ટ થઇ જાય તો તે ી શા માટે મમતા રાખવી જોઇએ ? પ્રાપ્ત કરેલુ ધન પણ સદાને માટે રહેતુ નથી કરોડો ધનપતિયો ચાલ્યા ગયા મહાચક્રવર્તિઓ, સાર્વભૌમનૃપો તેમજ ઠકડા ભૂમિના મગરૂળ માલીકો પણ ચાલ્યા ગયા નવન દરાજાઓ કે જેઓએ દરિયામા સુવર્ણની ડુગરીઓ બનાવી હતી તેઓ પણ ચાલ્યા ગયા રામ રાવણ સરખા પણ ચાલ્યા ગયા મહર્ષિઓ, ઋષિયો, મનુષ્યો, પ્રાણી, તેમજ સર્વ જગત જતુઓ, આ નશવત દેહ છોડીને ચાલ્યા ગયા છે ભર્તૃહરિએ વૈરાગ્ય શતકમા કહ્યુ છે કે –

यदा मेरु श्रीमान्निपतति युगान्ताग्निनिहत',
समुद्रा' शुष्यन्ति प्रचुरमकरग्राहनिलया ।
धरा गच्छत्यन्त धरणिधरपादैरपि धृता,
शरीरे का वार्ता करिकलभकर्णाग्रचपले ॥

એક ડગલુ પણ કોઇની સાથે ધન ગયુ નથી, તો પછી એવી લક્ષ્મીદેવીના પૂજારી બનવાથી શો લાભ શા માટે સ્વકર્તવ્યપરાયણતાથી વિમુખ થવુ જોઇએ ? શરીર અને ધન કરતા પણ સ્વકર્તવ્યતાની આવશ્યકપ્રતિજ્ઞાવચન, ટેકની અનતગણી વિશેષકિમ્મત છે સગા કુટુબી પણ સદાકાળ સાથે રહેતા નથી પખીના મેળાના જેવી તેમની સ્થિતિ છે અમરરહેવો નથી રહેતા, અમરનામો નથી રહેતા, આકાશમા પ્રગટતીવિદ્યુત્પેઠે આદેહની સ્થિતિ છે સ્વાત્માની પ્રતિજ્ઞાપાલન મહત્તા સમાન અન્યકોઇની મહત્તા નથી તો પછી કુટુબ દુનિયાનાસામુ જોઇ સ્વપ્રતિજ્ઞાથી શામાટે ભ્રષ્ટ થવુ જોઇએ, પ્રતિના, વચન, ટેકના માટે ઇગ્લાડ, ફ્રાન્સ વિગેરે રાજ્યો વતમાનમા ચાલતા યુદ્ધોમા લાખોમનુષ્યોની આહૂતિ આપે છે બાહ્ય વૈષયિકસુખો પણ સદાકાળ રહેતા નથી તો પછી વૈષયિક સુખો અને વૈષયિકપદાર્થોની લાલચથી પણ સ્વયોગ્ય આવશ્યક જે જે પ્રતિજ્ઞાઓ, ટેકો બોલો છો, તેનાથી શા માટે ભ્રષ્ટ થાઓ છો ? શરીર,

ધન, વૈષયિકપદાર્થો કરતા સ્વપ્રતિજ્ઞા વચન ટેકની ઘણી અમરતા, ઉપયોગિતા અને આવશ્યકતા છે, એવુ ખાસ લક્ષમા રાખવુ જોઇએ એકવખત ફરીથી શ્રીમદ્ ભર્તૃહરિના વૈરાગ્યશતકનુ વાચન કરીએ અહા મનુષ્યની કેવી સ્થિતિ છે, તેનો તો જરા ખ્યાલ કરો ? નિશ્ચિત વેઠીઆઢોરની માફક, રાસભની માફક ભાર વહન કરતા છતા પણ એકવખત નીચેના શ્લોક તરફ ધ્યાન આપો

कृच्छ्रेणामे यम ये नियामिततनुभिः स्थीयते गर्भवासे,
कान्ताविश्लेषदु:खव्यतिकरविषमो यौवने चोपभोगः ।
नारीणामप्यवज्ञा विलसति नियत वृद्धभावोप्यसाधुः,
ससारे रे मनुष्या! वदत यदि सुख स्वल्पमप्यस्ति किंचित् ॥

અહા ખરેખર આ સસારમા નિશ્ચલ સુખ નથી પ્રતિજ્ઞા પાળવામાજ સુખની પ્રાપ્તિ થઈ શકે છે, કારણ કે પ્રતિજ્ઞા પાલનથી હૃદય પુલકિત થાય છે, આનદ પામે છે, અને તેથીજ સસાર સુખમય ભાસે છે પ્રતિજ્ઞાનુ પાલન, જતન સેવન, તેજ વસ્તુસ્થિતિ તપાસતા અતિ મધુર છે પ્રતિજ્ઞા પાલનની સુવાસ મનુષ્યના હૃદય ઉપર પ્રસરાવી દેછે

હે મનુષ્ય !!! તુ જગત્ સબધી અર્થાત્ જગતના પદાર્થો સબધી જે જે દુષ્ટ લાલચો રાખતો હોય તે ને દુષ્ટવાસનાઓને ત્યાગ કરીશ તોજ પ્રતિજ્ઞાપાલનસયમમા પ્રવર્તીશકીશ તે લાલચોને દૂર ફેંકી દઇને પ્રતિજ્ઞા પાળવી જોઇએ પ્રતિજ્ઞા પાળવાથી અનેક પ્રકારનુ સુખ થાય છે આત્માની શકિતયોનો વિકાસ થાય છે માટે જગતના પદાર્થોની લાલચમા ન ફસાતા પૂર્ણપણે પ્રતિજ્ઞા પાળ પ્રતિજ્ઞાનુ રહસ્ય સ્વયમેવ તને જણાશે

નપુસક-તે ગણાવાનો, પ્રતિજ્ઞાથી હઠે પાછો,
પ્રતિજ્ઞા જો ફરે કીધી, પછી એ માનવી શાનો ?
પ્રતિજ્ઞાની ખરી ટેકે, વધે છે નેક માનવનો,
પડે વિશ્રામ તેનો ... એ કાર્ય ધારેલા ૪

વિવેચન—જે પ્રતિજ્ઞાથી પાછો હઠે છે, તે વિશ્વમા નપુસક ગણાય છે જેનામા કાર્ય કરવાની શકિત નથી હોતી તે નપુસક ગણાય છે પુરૂષનો વા સ્રીનો આકાર હોય પરતુ પ્રતિજ્ઞા પ્રમાણે ન પ્રવર્તાય તો નપુસકત્વપદવડે વિશ્વમા લોકો તેને વ્યવહરે એમા કાઇ આશ્ચર્ય નથી જે પ્રતિના કરીને પાછો હઠે છે, જે નામરૂપના મોહમા મુઝાઇને પ્રતિજ્ઞા માટે આત્મશક્તિનો વ્યય કરતો નથી, જે આત્માર્પણ વખતે પાછો હઠી જાય છે, જેને પોતાની પ્રતિજ્ઞાદિકર્તવ્યતા માટે શૂરાતન ચડતુ નથી અને જેને આત્મશક્તિયોનો સ્વાશ્રયમા વિશ્વાસ નથી, તે નપુસક છે પ્રતિજ્ઞાદિ કાર્યોથી પાછો હઠનાર નવ નવ ગજની મુછો વાળો હોય અને ભૂડની પેઠે વસ્તાર વાળો હોય તોપણ તે નપુસક છે પ્રતિજ્ઞા પાલનનુ પુરૂષાર્થ દરેક મનુષ્યના આત્મામા ખીલી શકે છે પરતુ પોતાની પ્રતિજ્ઞા વિના અન્યવિશ્વના સામુ ન જોવામા આવે ત્યારે તે કાર્ય બની શકે છે પ્રતિજ્ઞા જો કરેલી ફરતી હોય તો, એ પ્રતિજ્ઞાભ્રષ્ટ, માનવ જાતિમા ગણાય નહિ

પ્રતિજ્ઞાભ્રષ્ટ થવાથી પરૂષત્વનો નેક, ટેક રહેતો નથી માટે નામર્દાઇનો ત્યાગ કરીને કીધેલી પ્રતિજ્ઞાઓને પાળવી જોઇએ

પ્રતિજ્ઞાની ખરી નેકટેકવડે મનુષ્યનો ટેક વધે છે એમ જે કથવામા આવ્યુ છે, તે અક્ષરે અક્ષર સત્ય છે જે પ્રતિજ્ઞાની ટેકથી પોતાનો નેક જાળવી રાખે છે, તેનો વિશ્વના લોકોમા અત્યત વિશ્વાસ બધાય છે, અને તે ધારેલા કાર્યોને કરી શકે છે ખરી કસોટીના પ્રસગે પ્રતિજ્ઞાની ટેક જાળવવાથી નેક વધે છે જે નેક તરવારની ધાર વડે વધતો નથી તથા લક્ષ્મી સત્તાવડે વધતો નથી, તે ખરેખર પૂર્ણ પ્રતિજ્ઞા પાલનથી વધે છે આફ્રિકામા મોહન કરમચદ ગાધી સત્યાગ્રહની પ્રતિજ્ઞાને લઇને ધારેલા કાર્ય પાર પાડવા શકિતમાન્ થયા છે પ્રતિજ્ઞા પ્રમાણે વર્તીને રહેવાથી લોકોને પોતાના ઉપર વિશ્વાસ બેસે છે લાખો અને કરોડો રૂપીઆની ઉથલપાથલ કરનારા વહેપારીઓ ખરેખર બોલેલા વચન પ્રમાણે ટેક રાખવાથી વિશ્વમા ફાવી જાય છે પ્રતિજ્ઞાની ખરી ટેક વિના બોલેલા બોલોની ધૂળી જેટલી પણ કિમત નથી માટે

મનુષ્યોએ પ્રતિજ્ઞા પાલન કરવા માટે અને તેથી જગતમા વિશ્વાસ બેસાડવા માટે સ્વાર્પણ કરવુ જોઇએ નિયમિત પ્રતિજ્ઞાને ઉચ્ચ કોટીપર લાવવાને વિચાર કરવો જોઇએ

પ્રતિજ્ઞાને ત્યજે લીરૂ, વિપત્તિયો પડે ત્યારે,
વિપત્તિયો સહી પૂરી, પ્રતિજ્ઞા પાળતો શૂરો ૫૦

પ્રતિજ્ઞા પૂર્ણ પાળકની, ચરણ ધૂલી જ પૂજાતી,
અહો તે ધૂલીમા પણ કઇ, ભરાતુ મત્ન પૂજ્યજ છે.૫૧

વિવેચન—જ્યારે શીર્ષપર વિપત્તિયો આવીને પડે છે, મૃત્યુ સામુ ગર્જના કરીને ઉભુ રહે છે, ખાવા પીવાના સાસા પડે છે, અનુકુળ સયોગો ફરી જઇને પ્રતિકુળ દેખાય છે, સ્વપક્ષના મનુષ્યો સામા પક્ષમા પેસીને શત્રુ બને છે, શીતાતપના કઠીન અસહ્ય દુખો સહન કરવા પડે છે, લોકો ધિક્કાર આપે છે, કોઇ મનુષ્ય પણ પોતાને આશ્વાસન આપવા એક શબ્દ તો શુ પણ એક શબ્દની વર્ગણા માત્ર પણ કહેતો નથી લોકો પોતાની હાંસી કરે છે અને આધિ, વ્યાધિ, અને ઉપાધિથી ઘેરાઇ જવાનો પ્રસગ પ્રાપ્ત થાય છે મનુષ્ય પાસેથી લક્ષ્મી દેવી વિદાયગિરી માગીને પલાયન કરી જાય છે જો કે મનુષ્ય તેનો તે છે, તેજ ઇન્દ્રિયો છે, તેજ નામ છે છતા મનુષ્ય ધનરહિત થતાં ગાભરો, વિચિત્ર બની જાય છે ભર્તૃહરિ કહે છે કે —

तानीन्द्रियाणि सकलानि तदेव नाम,
सा बुद्धिरमतिहता वचन तदेव ।
अर्थोष्मणा विरहितः पुरुषः स एव,
स्त्वन्यः क्षणेन भवतीति विचित्रमेतत् ॥

અહા લક્ષ્મીદેવીની કૃપા અલૌકિક છે પરતુ પતિના દેવી તો તેથી અધિકપદ મનુષ્યના હૃદય ઉપર ધારણ કરીને સ્વર્ગની સિદ્ધિ નિસરણિ પ્રાપ્ત કરવાને મનુ ... ે ઉત્તેજીત કરે છે જ્યારે

લક્ષ્મીદેવી અલ્પ સમયને માટે મનુષ્ય જીવન ઉચ્ચુ બનાવે છે ત્યારે પ્રતિજ્ઞા દેવી ચહાયશે સુખ હોય વા દુ ખ હોય, ચહાયશે પૈસો હોય વા ન હોય, તોપણ તે દેવીની આરાધના કરનારનુ જન્મ મરણનુ દુ ખ સદાને માટે નાશ કરે છે

બીરૂ ૯ મેશા સુપ્રતિજ્ઞાનો ત્યાગ કરી નાખે છે ને પોતાની ટેકને ગુમાવી દે છે ચિતોડના મહારાણાઓઉપર પ્રતિજ્ઞાત્યજી દેવાના અનેક પ્રસ ગો આવી પડયા, પર તુ તેઓએ સૂર્યવ શીની પ્રતિજ્ઞાનો ટેક ત્યજ્યો નહિ પિતૃઓની મહાન્ જાતિને કલ ક લગાડયુ નહિ શશાક કલ કિત છે કિ તુ સૂર્યનારાયણ તો કલ કરહિત છે તો સૂર્યવ શી નૃપો કદાપિ સ્વગોત્રને કલ કિત કરી શકેજ નહિ જ્યારે કલ ક રહિત ગોત્ર વા મુખ હોય છે ત્યારેજ બહાદુરીથી સ્વમુખ ઉચ્ચુ રાખી શકાય છે અને વિશ્વમા વાહવાહ કહેવાય છે

સમ્રાટ્ અકબરે સ્વમુખેથી ભર સભામા વિપત્તિ વાદળથી ઘેરાયલા જીવતાસૂર્ય મહારાણાપ્રતાપની પ્રશ સા કરી, વખાણ કર્યા, તે શુ માન ગણાય નહિ ? ખરેખર સ્વપક્ષ પરપક્ષનો ધન્યવાદ તેજ સ્વર્ગની સુ દરીઓના આલિ ગન કરતા શ્રેષ્ઠ છે કહ્યુ છે કે —

> अभिमुखनिहतस्य नतास्तिप्रतु तावज्जयोऽथवा स्वर्गः ।
> उभयबलसाधुवाद श्रवणसुखोऽसौ वतात्यर्थम् ॥

અનેક વિપત્તિયો સહન કરીને શૂરવીર પૂર્ણ પ્રતિજ્ઞાને પાળે છે મહારાણા હમીર, કુ ભો, પ્રતાપ, વનરાજ, ચ દ્રગુપ્ત, ચ દબા રોટ, વિગેરે પ્રતિજ્ઞા પાળકોની વિશ્વમા ચરણધૂલી પૂજાય છે અર્થાત્ પ્રતિજ્ઞાવ્રતટેકને પાળનારાઓની પગનીચેની રજના કણો પણ અન્ય જનોવડે પૂજાય છે શીર્ષપર ચડાવાય છે, પ્રતિજ્ઞા પાળકોની ચરણ ધૂલી ખરેખર વિશ્વમા વ દનીય છે વચનપાળક, પ્રતિજ્ઞાપાળક બનવુ મહા મુશ્કેલ છે પ્રતિજ્ઞાપાળકની ચરણ ધૂળમા પ્રતિજ્ઞાપાળકના શરી રના આન્દોલનોનુ મહત્વ ભાગય છે, અને તેના પૂજકોમા...

થાય છે મત, ટેક, પ્રતિજ્ઞાપાલકોનાં જ્યાં ચરણ પડ્યાં છે તે તે સ્થાને તે લોકો તીર્થ માનીને પૂજે છે, વદે છે, નમે છે ત્યાંના આન્દોલનોને હૃદયપુટમા ઉતારે છે તીર્થોની ઉત્પત્તિ ખરેખર મહાપુરૂષોના સ્પર્શ તથા પ્રતિજ્ઞાપાલન વિગેરેથી થઇ હોય છે હિંદુસ્થાનમા ટેકીલાવ્રતધારી પ્રતિજ્ઞાપાલકો ઘણા થયા છે, તેથી હિંદુસ્થાનને આર્યદેશ તરીકે ઓળખાવે છે પ્રતિજ્ઞાવ્રત પાળનારાઓનુ આર્યાવર્ત મહાસ્થાન છે મહાવીર, કૃષ્ણ, રામ, ગૌતમ, બુદ્ધ, યુધિષ્ઠિર, દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ, ક્રાઇસ્ટ, મહમદ પેગંબર, કબીર, તુલસીદાસ, રામદાસ અને તુકારામ, તીર્થંકરો, મહાપુરૂષો, મહાત્મા ગણાતા અનેક સાધુ સંતોના પુણ્યબળવડે આર્યાવર્ત પવિત્ર થયો છે "તેથી આર્યાવર્તની ચપટી ધુળમા પણ અનેક શુભ સાત્વિક ગુણનુ સામર્થ્ય સમાયુ છે, તેથીજ તે પાય ખરો તો શુ પણ અખિલ વિશ્વમા પુણ્યભૂમિ તરીકે ગણાય છે, તે આરાધ્ય દેશ ગણાય છે" મહાત્માઓ પણ તેજ દેશને લઇને સમૃધ્ધિના, વૈભવના અને મહાન્ સંતોની ઋધ્ધિના વિચારો માત્રમા તે ભોમેરી દેશમાં રહેવાને ઉત્સુક બની જાય છે તેઓમા કેટલાક તો આ દેશમા જો જન્મ્યા હોત તો તેઓનુ જીવન ભાગ્યશાળી થાત એવું માને છે સ્વામી વિવેકાનંદ જેવાઓએ અમેરીકામા "આર્યાવર્તની એક ચપટી ધુળમા જે સત્વ રહ્યુ છે તે અન્યદેશમા નથી" એમ જે કહ્યુ છે તે ખરેખર પ્રતિજ્ઞાપાલક પુરૂષો, ભક્તો, યોગીઓ અને સતીઓની ટેકની પવિત્રતા માટે છે

'વિવેકે બહુ વિચારીને, પ્રતિજ્ઞા ધારવી પશ્ચાત્,
ફરીને તું ફરીશ ના કંઇ, મરણ છે અર્થના માથે ૫૩

વિવેચન—વિવેકથી વિચાર કરીને પ્રતિજ્ઞા 'કરવી જોઇએ' વિવેક વિનાની પ્રતિજ્ઞાઓ કરવામા લાભને બદલે 'ઘણી હાનિ પ્રાપ્ત થાય છે જે કંઇ કરવુ તે વિચારીને કરવુ જે કંઇ બોલવુ તે વિચારીને બોલવુ જે જે પ્રતિજ્ઞાઓ કરવામા આવતી હોય તેમા લાભ શો છે

અને હાનિ કઈ છે તેનો પૂર્ણ વિવેક કરવો જોઇએ આત્માને, કુટુંબને, સમાજને અને દેશને લાભ છે વા હાનિ છે તેનો તરતમયોગે વિચાર કરવો જોઇએ અને પશ્ચાત્ પ્રતિજ્ઞા ધારણ કરવી જોઇએ એવો જ્ઞાનીઓનો ઉપદેશ છે પ્રતિજ્ઞાનુ પ્રથમ જ્ઞાન કરવુ અને પશ્ચાત્ પ્રતિજ્ઞા કરવી એ અપૂર્વ સિદ્ધ નિયમ છે તેનો ભંગ કરીને પ્રતિજ્ઞા કરવાથી સ્વપરને ઘણી હાનિ પ્રાપ્ત થાય છે પ્રતિજ્ઞાઓ પ્રથમ વિચારરૂપ સૂક્ષ્મ સૃષ્ટિમા ઉદ્‌ભવે છે અને પશ્ચાત્ તેનુ કાર્ય, પ્રવૃત્તિથી સ્થૂલ જગત્‌મા દર્શન થાય છે પ્રતિજ્ઞાના હજારો, લાખો, કરોડો, પરાર્ધ અને અસંખ્ય ભેદો છે શુભાદિક અનેક પ્રકારની પ્રતિજ્ઞાઓનુ સ્વરૂપ પ્રથમ અવબોધવુ જોઇએ કેટલીક પ્રતિજ્ઞાઓ આદેય છે કેટલીક પ્રતિજ્ઞાઓ હેય-ત્યાજ્ય છે અને કેટલીક પ્રતિજ્ઞાઓ આદેયહેયમિશ્રિત છે પ્રતિજ્ઞા કરવાથી પ્રામાણ્યજીવનસૃષ્ટિનો આરંભ થાય છે માટે પ્રતિજ્ઞા લેતા પૂર્વે સર્વ શુભાશુભ બાબતોનો વિચાર કરીને પ્રતિજ્ઞા લેવી જોઇએ દેવ ગુરૂ સાક્ષીએ પ્રતિજ્ઞા કરવી સંઘ સમક્ષ પ્રતિજ્ઞા કરવી ગુરૂજનોની સલાહ લેઇ પ્રતિજ્ઞા કરવી કેટલીક પ્રતિજ્ઞાઓ લેતા પૂર્વે કેટલાક કાળની રાહ જોવી પ્રતિજ્ઞા લેવાનો એકદમ હૃદયમા ઉભરો આવે છે, પરંતુ તેનુ પાલનસામર્થ્ય આત્મામા છે કે નહીં? તેનો વિવેકપૂર્વ વિચાર કરવાને પારિણામિક બુદ્ધિવાળા મનુષ્યોની સલાહ લેવાની અત્યંત જરૂર છે કેટલાક વિવેકથી વિચાર કર્યા વિના પ્રતિજ્ઞાઓ ગ્રહે છે, પરંતુ પશ્ચાત્ તેઓ જરા માન હાનિ આવતા વા વિઘ્ન નડતા સંશયી બનીને તુર્ત પ્રતિજ્ઞાનો ત્યાગ કરી દે છે અતએવ ઉપયુક્ત દુહામા ગુરૂવર્ય કહે છે કે હે ભવ્યમનુષ્ય તુ પ્રથમ વિચાર કરીને વિવેકવડે પ્રતિજ્ઞા કર અને કર્યા બાદ ડરીશ નહિ સર્વથી મહાન્ મરણભીતિ છે નત્થિ ભય મરણસમ નાસ્તિ ભયમ્ મૃત્યુ સમાન ભય વિશ્વમા જન્મ્યા છે, તેટલા મરવાના છે જાતસ્યહિ ...

પ્રતિજ્ઞા પાળતા શા માટે ડરવુ જોઇએ પ્ર...

માથી ડરતા પણ મર્યા વિના છુટકો ...

મનુષ્યોએ સ્વપર પ્રગતિ માટે ... મા

ભ્રષ્ટ થએલના મસ્તકે મરણ ગાજે છે ત્યારે તે બ્હીને ગમે ત્યાં જાય તો પણ તે મર્યાવિના રહેવાનો નથી અતએવ પ્રતિજ્ઞાપાલનમાં જીવતાં મૃત્યુ પામવું એ સર્વ મરણમાં શ્રેષ્ઠ મરણ છે "એક મરણીઓ સોને ભારે" એ કહેવત યાદ કરીને પ્રતિજ્ઞાપાલન માટે જીવવું તેજ સત્યજીવન માની પ્રવર્તવું જોઇએ જે મનુષ્ય મરણ ભયથી ડરતો નથી તેજ પ્રતિજ્ઞાપાલન કરી શકે છે હાલમાં યુરોપ દેશમાં મહાભારત યુદ્ધમાં ફક્ત દેશહિતાર્થે પ્રતિજ્ઞાપાલનમાં લાખો મનુષ્યોના પ્રાણ હોમાય છે શ્રીમહાવીરપ્રભુના ચેટક મામા કે જે વિશાલા નગરીના રાજા હતા તેઓએ ક્ષત્રિધર્મરૂપ પ્રતિજ્ઞાપાલન કરવા માટે કોણિક રાજાની સાથે બારવર્ષપર્યંત યુદ્ધ કર્યું હતું તેથી તેઓ પ્રતિજ્ઞાપાલન ગુણથી અક્ષરદેહે અમર થયા છે શ્રીવીરપ્રભુના દશ શ્રાવકોએ સારી રીતે ગ્રહીતવ્રતોની દેવતાઓના ઉપસર્ગ થયા છતાં પણ પ્રતિજ્ઞાઓ પાળી હતી, તેથી તેઓની શ્રીવીર પ્રભુએ પ્રશંસા કરી હતી, તે વર્ધમાન દેશના વગેરે ગ્રન્થોના અવલોકનથી અવબોધાય છે આ વિશ્વમાં મરણ સમાન કોઇ દુઃખ નથી, તેને પણ અમૃત સમાન ગણીને સતીઓ પત્નીવ્રતની પ્રતિજ્ઞાને પાળે છે તેઓને ચિતા એક પુષ્પની સમાન લાગે છે અને અગ્નિ પણ સુખકર લાગે છે પ્રતિજ્ઞાના ભંગ કરતાં મરવું કોઇ અપેક્ષાએ કરોડ ઘણું શ્રેષ્ઠ છે માટે હે મનુષ્ય ! ! ! તું ગમે તે જાતનો હોય, બાળ હોય, વૃદ્ધ હોય, વા યુવક હોય, નર હોય વા નારી હોય, પરંતુ તેં જે પ્રતિજ્ઞા અંગીકાર કરી હોય તેને મૃત્યુપર્યંત ત્હારે પાળવી જોઇએ સર્વના માથે મરણ છે આ વિશ્વમાં કોઇ શરીરથી સદા અમર રહેવાનો નથી તો પશ્ચાત્ ત્હારે પ્રતિજ્ઞાપાલનમાં મૃત્યુ થાય તેથી શા માટે ડરવું જોઇએ ? પ્રતિજ્ઞા પાલન કરતાં જેઓ મરે છે તેઓને અપ્સરાઓ વરે છે અને તેઓનો આત્મા ઉચ્ચ શુદ્ધપ્રગતિમાન્ બને છે અતએવ ઉપર્યુક્ત દુહાનો ભાવાર્થ હૃદયમાં વિચારીને વિવેકપૂર્વક પ્રતિજ્ઞા કરી મૃત્યુપર્યંત પાળવી જોઇએ પ્રતિજ્ઞાપાલન સમાન કોઇ તપજપ નથી, પ્રતિજ્ઞા પાલન સમાન કોઇ સ્વાર્થત્યાગ નથી, પ્રતિજ્ઞાપાલન સમાન કોઇ

જીવનતધર્મ નથી, અતએવ ગુરૂગમપૂર્વક કોઇ જાતની પ્રતિજ્ઞા ગ્રહણ કરવી અને પશ્ચાત્ તેને પ્રાણાતે પણ પાળવી એજ ઉત્તમ સત્ય મનુષ્યોનુ કર્ત્તવ્ય છે ફ્રાન્સનો વીર સેનાપતિ જ્યારે દેશના ઉદ્ધાર માટે લડવાને ગેનિકોના મહાન્ લશ્કરમા જવા નિકળ્યો ત્યારે તેનુ શરીર ધ્રુજવા લાગ્યુ, કપ થયો, સ્વેદથી ભીંજાઈ ગયુ, પરતુ પ્રતિજ્ઞા પાલન ગુણનુ વીર્ય તેના આત્મપ્રેરીત ગુણોવડે ઉછળી રહ્યુ હતુ રગેરગમા પ્રસરી રહ્યું હતુ, ભીરૂઓનો તે સેનાપતિ હતો નહિ જે દેશમા 'જોહન ઓફ આર્ક' જેવી વીર પુત્રીઓનો જન્મ થયો તેજ દેશના રક્ષણ માટે આજ તે તૈયાર થયો હતો સ્થૂળ શરીર, સ્થૂળ ઇંદ્રિઓનુ સામ્રાજ્ય નૈતિક બળને હઠાવવા કેટલો પ્રયત્ન કરે છે? ભીરૂ બનાવી મૂકે છે જગત્‌માજ સદા રહેવાનો છે એવુ તે મનુષ્યનુ મન ભ્રમિત કરી નાખે છે, પરતુ નૈતિકબળ એ એક અદ્વૈતશક્તિ છે કે જે સ્થળ પરમાણુઓને અધકારના વિચિત્ર ખાડામાં દૂર ફેંકી દે છે, કે જ્યા તેઓ લુપ્ત થઈ જાય છે

તેણે નીચેના ઉદ્‌ગારો સ્વશરીરને સબોધીને ઉચ્ચાર્યા હતા—

અરે મારા સ્થૂળશરીર! શા માટે તુ ભીરૂ થઇ બીકથી થરથર ધ્રુજે છે, કપે છે ત્હારે હજી લડાઇના મેદાનમા, જેટલા બળપૂર્વક તુ ધ્રુજે છે તેના કરતા અધિક બળથી ત્હારે શત્રુઓના સૈન્યને વિખેરી નાખવાનુ છે અહા કેવી વિચિત્ર, અદ્વૈત નૈતિક બળની સત્તા કે સ્થૂળ શરીરના સામ્રાજ્યને પણ એક પળમા વિખેરી નાખે છે? કોઇ ઉચા પ્રકારનુ નવુ રસજીવન રેડે છે, એટલુજ નહિ પણ પ્રતિજ્ઞાને પરિપૂર્ણ પાળવાને ઉદ્યમવત કરે છે તે વીર કેશરીએ ફ્રાન્સને પરતત્ર તાની બેડીમાથી બચાવ્યો અરે સ્વપ્રતિજ્ઞાને સપૂર્ણ પાળી, પ્રતિજ્ઞાજ મનુષ્યનુ જીવન હોવુ જોઇએ

# રિયેન્ઝીનુ પ્રતિજ્ઞાપાલન માટે આત્મત્યાગ.

રોમના છેલ્લા ટીણનુ રીયેન્ઝીના નામથી ઇતિહાસનુ પરિશિલન કરનાર કોઇ પણ અજાણ્યો હશે નહિ રોમનો-ઇટાલીનો ઉદ્ધાર કરવો એવી એક સામાન્ય મનુષ્ય પ્રતિજ્ઞા કરે અનિશ્ચિત સમયના સયોગોમા સ્વપ્રતિજ્ઞાને પાળવી એ કાઇ સામાન્ય વાત નથી રીયેન્ઝીએ સર્વ મગરૂબ ઉમરાવોનો અભિમાન દૂર કરી પ્રજાનુ હિત સાચવ્યુ દેશનુ નખોદ કાઢનારાઓનુ જડમૂળ ઉખેડી નાખ્યુ, પરતુ દેશની તેની હયાતીમા પરિપક્વ સ્થિતિ થયેલી નહોતી એક વખત ફટકો આતો, જેને એક વખત દેશનુ નાનુ બાળક સુદ્ધા માન આપતુ, શત્રુઓ તેની બીકથી દૂર નાશી ગયા હતા, તેજ રીયેન્ઝીને એક વખત રોમ છોડીને ચાલવુ પડયુ' ભીરૂઓ પ્રતિજ્ઞાઓથી ચ્યૂત થાય પરતુ વીર પુરૂષો તો પ્રાણાતે પણ સ્વપ્રતિજ્ઞાને છોડતા નથી શુ રીયેન્ઝી ભીરૂ હતો વા વીર હતો તેના હૃદયમા પ્રતિજ્ઞાની સપૂર્ણ છાપ પડેલી હતી તેથીજ ઘણા સકટો સહન કર્યા પછી તેણે રોમનો ફરીથી ઉદ્ધાર કર્યો લોકની દાઢમા આવ્યો કે, આપણા જેવો સાધારણ મનુષ્ય શુ રાજ્ય કરે ? બસ રીયેન્ઝીનો સત્યાનાશ વાળ્યો અહા વીર પુરૂષ સ્વજીવનની પણ દરકાર કરતો નથી તેણે એક વખત રોમના લોકોને પોતાનુ ભાષણ સાભળવા કહ્યુ પણ સાભળે કોણ ! પ્રતિજ્ઞા પાળતા આ વીર પુરૂષે સ્થૂળદેહનો ત્યાગ કર્યો

પ્રતિજ્ઞા પાળવા માટે, બને તે કર ઉપાયોથી;
વિપત્તિઓ પડે પહેલી, પછીથી સહુ ખમી જાવે ૫૮

વિવેચન—મનુષ્ય હારા પ્રામાણ્યનો ખ્યાલ કરીને પ્રતિજ્ઞા પાળવા માટે ઉપાયોથી જે જે બને તે કર ! પ્રતિજ્ઞાવડે હારૂ શાન્તિ

જીવન ખરેખર સુખમય થવાનું છે એવો નિશ્ચય કરીને ત્હારાથી જે બને તે કર. પ્રતિજ્ઞાપાળવામાં પહેલી વિપત્તિયો આવે છે વિપત્તિયો આવ્યાવિના પ્રતિજ્ઞાની મહત્તાનો પૂર્ણ ખ્યાલ થઇ શકતો નથી સુવર્ણની પેઠે કષ, છેદ અને તાપરૂપ વિપત્તિયોથી મનુષ્ય જ્યારે કસાય છે ત્યારે તે સુવર્ણની પેઠે સ્વાત્માની કિંમત સાકાર વિશ્વમાં અંકાવવા સમર્થ થાય છે શિવાજીને પ્રતિજ્ઞાપાલનમાં અનેક વિપત્તિયો વેઠવી પડી હતી દિલ્હીમાં તે કેદી બન્યો હતો તે નાશી છૂટયો ત્હેયે માર્ગમાં અનેક વિપત્તિને પામ્યો હતો પશ્ચાત્ અનેક વિપત્તિયો વેઠીને તેણે હિંદુઓનો ઉદ્ધાર કર્યો તેથી ભૂષણ કવિએ કહ્યું કે–શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી, એવી તેની કીર્તિ ગાઇ વિપત્તિયો પડતાં જે હઠી જાય છે તે ઝ્લીબની ગ[illegible] જણાય છે આ દુનિયામાં વિપત્તિયો ખરેખર શિક્ષકો [illegible] છે વિપત્તિયોના પ્રસંગોથી ઘણું શિખવાનું મળે છે [illegible] માર્ગ ત[illegible] ક[illegible] વાળીને વિપત્તિયો અંતે ખસી જાય છે જેક તાપ વિના વૃષ્ટિ થતી નથી તદ્વત્ પ્રતિજ્ઞાપાલન વિપત્તિયોની સાથે યુદ્ધ કરીને પ્રતિજ્ઞાપાલન વરમાળ એમ ખાસ હૃદયમાં પ્રત્યેક મનુષ્યે સમજ[illegible] ઉદ્ધાર કરવામાં જાવડશા અને વજસ્વામીએ [illegible] કરી અંતે શત્રુંજયોદ્ધાર કર્યો, તદ્વત્ પ્રતિજ્ઞા પાળવી જોઇએ પ્રતિજ્ઞા પાળવ[illegible] તેઓને ઉત્સવસમાન માનીને પ્રવૃત્તિ[illegible] જાય છે વિપત્તિયો પણ આવે છે મા[illegible] ગરીબ ન બનતાં ધૈર્યથી પ્રતિજ્ઞા

પ્રતિજ્ઞા જ્ઞાનીને શોભે,
પ્રતિજ્ઞાની પદે ડાંકો, ર

પ્રતિજ્ઞા ત્યાગીને
પ્રતિજ્ઞા ધીરને

વિવેચન —પ્રતિજ્ઞા કોને શોભે છે તે જણાવવામા આવે છે જ્ઞાનીને અને સતને પ્રતિજ્ઞા શોભે છે બહાદુર–શૂરાના મુખથી પ્રતિજ્ઞાની હાકો પડે છે બહાદુરના મુખે પતિજ્ઞાના શબ્દો શોભી શકે છે કાયરના મુખથી પ્રતિજ્ઞાના નીકળેલા શબ્દો શોભી શકતા નથી વીરની હાકો ખરેખર વીરના મુખે શોભે છે સિહના મુખથી સિહનાદ નીકળે છે તેથી વનચર પશુઓ કપે છે, તદ્વત્ વીરના મુખથી પ્રતિજ્ઞાના શબ્દો નીકળે છે તેથી અન્ય મનુષ્યો જયજયધ્વનિથી તે શબ્દોને વધાવી લે છે શિવાજી અને પ્રતાપરાણો જ્યારે સભામા પ્રતિજ્ઞાની વીરહાકથી ગર્જારવ કરતા હતા ત્યારે સર્વ મનુષ્યોથી સભા ગાજી ઉઠતી હતી બહાદુર વીરની પ્રતિજ્ઞા ફેરવવાને કોઇ પણ શક્તિમાન્ થતુ નથી હાથીના નીકળેલા દતુશળ પાછા પેસતા નથી, તદ્વત્ વીર મનુષ્યો પોતાની પ્રતિજ્ઞાનો કદાપિ ભગ કરતા નથી બહાદુરના દતી દત સમ બોલ છે તે કદાપિ તેના મુખમા પાછા પેસતા નથી પ્રતિજ્ઞાપાલકો ખરેખરા બહાદુર ગણાય છે પ્રતિજ્ઞાપાલકોની અ

**વિવેચન**—જેવી સિહની ફલગો છે તેવી શૂરની પ્રતિજ્ઞાઓ છે સિહની ફલગ ખ્યાતિ સર્વત્ર પ્રસિદ્ધ છે સિહે ફલગ ભરી તે ભરી મૃત્યુ થાય ત્હોયે તે ડરતો નથી, તદ્વત્ સિહનમ શૂરાઓ પ્રતિજ્ઞાઓ કરે છે પ્રાણાતે પણ ત્યાગતા નથી તેઓ પ્રતિજ્ઞા કરીને મૃત્યુને જલના પરપોટા સમાન માને છે ભયનો ત્યાગ કર્યાવિના શૂરત્વ પ્રાપ્ત થતુ નથી નિભયથી મનુષ્યો દેશ, સમાજનુ કલ્યાણ કરવા સમર્થ થાય છે કૂતરાની પેઠે ઉભી પુછડીએ ભાગનાર ભયશાલી મનુષ્યો પ્રતિજ્ઞાના યુદ્ધમેદાનમાથી સત્વર પલાયન કરી જાય છે શૂરના અ ગમા સર્વત્ર નિર્ભયપણું વ્યાપી રહેલુ હોય છે તેથી તે મૃત્યુનો ક ઇ હિસાબ ગણતો નથી શૂર ની પ્રતિજ્ઞાથી તેના શત્રુઓને ઉ ઘ આવતી નથી શૂરની વાણીમાં પ્રભુનુ તેજ રહેલુ હોય છે તેથી તે વચનસિદ્ધિને પ્રાપ્ત કરી શકે છે શૂરની પ્રતિજ્ઞાના વચનોમા આકાશ પાતાળ જેટલો અ તર હોય છે શૂર પ્રતિનાપાલકને દુનિયા નમે છે અનેક ભવના સ સ્કારથી પ્રતિજ્ઞાપાલક બ ની શકાય છે ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિ હના વખતમા થએલ જગદેવ પરમારે જે જે પ્રતિજ્ઞાઓ કરી હતી તે પ્રા ણાન્તે પણ પાળવા સમર્થ થયો હતો પ્રતિજ્ઞાપાલકનુ હૃદય ખરેખર મેરૂપર્વતના જેવુ નિષ્કામ, પરમાર્થ દશાથી ઉચ્ચ બનેલુ હોય છે જગદેવ પરમારની પેઠે અને તેની ચાવડી રાણીની પેઠે પ્રતિજ્ઞાપાલ કના વચનો શોભી શકે છે કાયર પુરૂષોનુ કોયલાની પેઠે કૃષ્ણવર્ણી હૃદય હોય છે અને પ્રતિજ્ઞાપાલકનુ ચન્દ્રની પેઠે ઉજ્જવળ હૃદય હોય છે આત્મભોગી, સ્વાર્થત્યાગી પરમાર્થ રસી, પ્રાતઃસ્મરણીય પ્રતિજ્ઞાપાલક બની શકે છે પ્રતિજ્ઞાપાલકના શબ્દોની જે અસર થાય છે તેવી કાયર પુરૂષોના શબ્દોથી અસર થતી નથી સૂર્યના વિમાનમા પ્રથમથી શીર્ષ મૂકીને પ્રતિનાપાલક પોતાની પ્રવૃત્તિ કરે છે સાગરની પેઠે પ્રતિજ્ઞાપાલકનુ ગ ભીરતાથી હૃદય શોભી શકે છે પ્રતિજ્ઞાપાલકના હૃદયની દૈવતાઇ અસર ખરેખર આ વિશ્વવર્તિ મનુષ્યોપર થાય છે માટે પ્રતિજ્ઞાના વચનો અને હૃદયો આ વિશ્વમા જુદા પ્રકારના અર્થાત્ દિવ્ય હોય છે એમ જણાવ્યુ છે

**થયો વિદ્વાન્ તથાપિ શું ? મળી પદવી તથાપિ શું ?**
**વધી ઉમ્મર તથાપિ શું ? પ્રતિજ્ઞા ટેક ના ધાર્યો. ૫૮**

**વિવેચન**—અરે મનુષ્ય ! તું ભાષાઓ, ન્યાય, વ્યાકરણ, ટીમ, મહિતા, ચુર્ણી વિગેરે ભણીને વિદ્વાન્ થયો હોય પરંતુ જો તું પ્રતિજ્ઞા ટેક-વચનને ધારણ કરતા શિખ્યો નહિ તો તારા સર્વ શિક્ષણ ઉપર ધુળ પડી એમ જાણ ચાર વેદ, ઉપનિષદો, બાઇબલ, કુરાન, બૌદ્ધશાસ્ત્રો, જૈનશાસ્ત્રો, ગીતા, રામાયણ, મહાભારત વિગેરે અનેક શાસ્ત્રોનું વાચન, અધ્યયન, અને ગોખણપદ્ધતિથી જ્ઞાન પ્રાપ્ત કરીને કોઇ મોટો વિદ્વાન્ થાય પરંતુ સર્વ શાસ્ત્રોનો મુખ્ય પાઠ પ્રતિજ્ઞાપાલન ગુણ ન ગ્રહ્યો તો તેથી વાસ્તવિક ફળ પ્રાપ્ત થતું નથી હૃદયમાં સુવર્ણ અક્ષરે ત્હારા કાર્યક્રમને આધારભૂત થવાને પ્રતિજ્ઞા ગુણને કોતરી રાખ વેદીઆ ઢોરની માફક ગોખ્યાથી કાઇ કીર્તિની પ્રાપ્તિ થતી નથી રાસભવત્ એક જગ્યાએથી બીજી જગ્યાએ ભાર વહન કરવાથી રાસભને કાઇ લાભ થતો નથી તદ્વત્ માનસિક શક્તિયોને ઘટાડનાર ન ... શ્રદ્દશાથી કઇ લાભ થતો નથી, તે તું સારીરીતે સમજી શકે છે મા ... ખરેખર જો તું વિદ્વાન્ છે તો પ્રતિજ્ઞા પાળવાને સદા તૈયાર રહે પ્રતિજ્ઞારૂપી સ્વર્ગની કુચીને ગ્રહણ કર સ્વર્ગના દ્વાર ત્હારા હસ્તે ઉઘાડવા હોય તો પ્રતિજ્ઞાદેવીની પાસેથી શુભ આ... ધન વડે તેની કુચી પ્રાપ્ત કર

પ્રતિજ્ઞાને ધારણ કરી સદા તેનું વહન કરવું જોઇએ અનેક કવિઓ થઇ ગયા, તત્ત્વજ્ઞાનીઓ થઇ ગયા, વિદ્વાનો થઇ ગયા, રાસડા ગાનાર ગરીબ ભરવાડ પણ થઇ ગયા, કિંતુ જેઓએ પ્રતિજ્ઞાને ધારણ કરી હતી તેઓના કાર્યો અધુના પણ ન શોધનથી ... છે અરે ભલા વિદ્વાન્ ! ત્હારી વિચારશ્રેણિની બહાર સો નહિ ... હજારો કવિયો, વિદ્વાનો, વીરો, બહાદુર થઇ ગયા પરંતુ તેઓના ... પ્રતિજ્ઞાભ્રષ્ટ થયા તેઓના નામો અમર રહ્યા નથી પ્રતિજ્ઞા ... કરવામા આવે છે તેથી તે વખતની સામાજીકસ્થિતિને ... છે અને થવાનો, મનુષ્ય કરોડોવર્ષસુધી અધ્યયન ... 

સર્વ વસ્તુનો જ્ઞાતા થવો દુર્લભ છે માટે વિચાર કરી પ્રતિજ્ઞાનુ - ધ્યાન ધર અને સર્વજ્ઞપદની પ્રાપ્તિના પગથીયા રૂપ પ્રતિજ્ઞાપાલન પ્રવૃત્તિને સ્વીકાર

અહા ! સસાર ત્હારૂ વૈચિત્ર્ય કોઈ અજાયબ પ્રકારનુ છે સસારને કેટલાક જનો સુવર્ણની વા લોહની બેડી કહે છે, કે જે બેડીને ભાગી નાખી અક્ષયસુખની પ્રાપ્તિ તો વિરલ પુરૂષો કરી શકે છે અહકાર, મદ, અભિમાન, લોભ, વિગેરે અનેક લાલચોનો ભોગ થનાર લોહની બેડીમા જકડાયેલો રહે છે ભાર વહન કરવાની શક્તિ નહીં હોવા છતા ભાર વહન કરવા જાય છે, એટલે તેથી અભિમાનીને અભાપર બે આખો આવે છે

બેરીસ્ટર, જડજ, કલેકટર વા મહાન્ ન્યાયાધીશની પદવી ધારણ કરીને જેઓ પ્રતિજ્ઞાપાલન ગુણથી ભ્રષ્ટ થાય છે તેઓ મૃત્યુની સમીપ જાય છે પ્રતિજ્ઞાભ્રષ્ટવૃત્તિ અહોનિશ યમની રાજધાની તરફ - આકર્ષણ કરે છે પ્રતિજ્ઞાભ્રષ્ટ થવાથી પાપસ્થિતિ પ્રાપ્ત થાય છે પદવીઓ પ્રાપ્ત કર્યા પછી પ્રતિજ્ઞાભ્રષ્ટ થતા અધોગતિ થાય છે

મનુષ્ય !!! વિચાર કર મનુષ્ય !!! તારી કેવી અલૌકિક સ્થિતિ હતી, આનદમાં મસ્ત રહેવુ યોગીઓની સ્થિતિનો કિંચિત્ અનુભવ કરવો તેજ તારો લઘુ વયમા અનુભવ હતો તુ બાલીશભાવે જે પ્રતિજ્ઞાઓ કરતો તેને તુ પરિપૂર્ણ પાળતો અધુના પદવીને પ્રાપ્ત કરતાજ તે સર્વ પ્રતિજ્ઞાઓ, ટેક, વિચાર ભૂલી ગયો, છતા નવીન પ્રતિજ્ઞાને ધારણ કરીને તોડી નાખી અરે તારા શરીરની છિન્ન ભિન્ન દશા રહે પ્રાપ્ત કરી સસારનુ શુભચક્ર ફેરવી નાખ્યુ, વિદ્વાન થાય, પદવીનો ભોક્તા થાય, વયમા વધે પણ જો પ્રતિજ્ઞા, ટેક, વચન, કોલ કરારને ધારણ કરતા મનુષ્ય ના શિખે તો તે મૂર્ખ છે, કાઇ શિખ્યો નથી, લાયક થયો નથી ઉમર વધતા તે મૃત્યુનો ગ્રાસ થયો છે આવી સ્થિતિ પ્રાપ્ત કરવી તેના કરતાં મરણને પ્રાપ્ત

કરવુ તે હજાર દરજ્જે ઉત્તમ છે. પ્રતિજ્ઞાની ટેકજ આ સંસારમા લોહની બેડીને સુવર્ણની બનાવે છે અને સુખમય સંસાર કરે છે તે માનસિક સ્થિતિ સુધારે છે નૈતિક બળનુ સામ્રાજ્ય ચારે તરફ વિસ્તારે છે અત પ્રતિજ્ઞાની ટેકને પ્રાપ્ત કરવા તત્પર રહેવુ જોઇએ ઉમર વધવાથી અગર પદવી પ્રાપ્ત કર્યાથી ફુલાઇ જવુ નહિ કથ્યસાર એ છે કે ઉમર વધતા અને પદવીઓ મળ્યાથી પ્રતિજ્ઞા પાલનજીવનવિના આત્મોન્નતિ, દેશોન્નતિ, સંઘોન્નતિ, વિશ્વોન્નતિ અને ધર્મોન્નતિ થઇ શકતી નથી

બન્યો રાજા તથાપિ શુ ?, બન્યો વક્તા તથાપિ શુ ?
બન્યો લેખક તથાપિ શુ ?, વચન બોલી ફરી જાતા. ૫૯

બન્યો સાધુ તથાપિ શુ ?, બન્યો શિક્ષક તથાપિ શુ ?
મળી લક્ષ્મી તથાપિ શુ ?, કરીને કોલ તોડયા તો. ૬૦

વિવેચન -હે આર્ય !!! યદ્યપિ તુ પ્રતિજ્ઞાભગ કરીને રાજાની પદવીથી જીવતો હોય રહોયે શુ ? કદાપિ તુ વક્તા બનીને લાખો કરોડો મનુષ્યોને રજ્યા હોયે શુ ? લેખક બનીને લાખો મનુષ્યોનુ મન આકર્ષ્યા હોય હોયે,શુ ? પ્રતિજ્ઞા કરીને ફરી ગયેલ [illegible] વા લેખક બનવાથી કઇ સ્વાત્મશોભાની વૃદ્ધિ થતી નથી ચક્રવર્તિ રાજા હોય તોપણ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવાથી તેનુ પ્રામાણ્ય નષ્ટ [illegible] છે પ્રતિજ્ઞાપાળકગુણ વિનાના રાજાઓની વસ્તુત કોડી [illegible] કિમ્મત નથી સત્તા માત્રથી જીવવુ એટલાથી જીવવાનુ [illegible] કદાપિ સિદ્ધ થતુ નથી, પરન્તુ પ્રતિજ્ઞાપાલનપ્રામાણ્યગુણ [illegible] નની સત્યતા સિદ્ધ થાય છે, વક્તાની વા લેખકની [illegible] સહેલ છે પરતુ પ્રતિજ્ઞાપાલન ગુણની પ્રાપ્તિ કરવી તે [illegible] પ્રતિજ્ઞાપાલન આદિ ગુણોના ભાષણોવડે સભાને [illegible] વક્તાઓમા પ્રતિજ્ઞાપાલન ગુણ પ્રાય લાખોમા [illegible] લાખો લેખકોમા પ્રાય. વિરલા લેખકોમા પ્રતિજ્ઞા [illegible] હોય છે, હજારો રાજાઓમાથી પ્રાય અલ્પ [illegible]

ગુણુ હોય છે રજોગુણી અને તમોગુણી મનુષ્યોમા પ્રાય વિરલ મનુષ્યો પ્રતિજ્ઞાપાલન કરી શકે છે મ હવીર્યવાળા મનુષ્યો રાજાઓ હોય, વક્તાઓ હોય વા લેખકો હોય તથાપિ તેઓ પ્રતિજ્ઞાપાલનગુણુમા સ્થિર થઈ શકતા નથી મસ્તક મુડાવીને વા કેશલુચન કરીને ત્યાગીના વસ્ત્ર પેહેરી સાધુ થયો હોય ત્હોયે શુ ? જો તેનામા પ્રતિજ્ઞાપાલનશક્તિ નથી તો ઉપરના સાધુવેષ માત્રથી કઇ વળતુ નથી ખાખ ચોળીને બાવા બની શકાય, ત્રિદડ રાખીને સન્યાસી બની શકાય, પરતુ પ્રતિજ્ઞાપાલન વિના તે વેષ માત્રથી કઇ આત્મોન્નતિ થઇ શકતી નથી ભગવાવસ્ત્ર પહેરો, લાલ પહેરો, પીળા પહેરો, પરતુ પ્રતિજ્ઞાપાલનગુણુ વિના આધ્યાત્મિક શક્તિયોમા તો એક તસુ માત્ર પણુ આગળ વધી શકાતુ નથી એમ નિશ્ચયત માનવુ કોલ કરીને તોડનારા સાધુએ ઘણા છે અને કોલ કરીને પાળનારા સાધુએ અલ્પ હોય છે જેટલુ પ્રતિજ્ઞાપાલનગુણુથી સાધુનુ જીવન શોભે છે તેટલુ કદાપિ ઉપરની ધર્મક્રિયા અને વેશથી શોભતુ નથી પ્રતિજ્ઞાપાલનગુણુવાળા જે દેશમા ઉત્તમ સાધુએ ઉદ્ભવે છે તે દેશની સર્વ બાબતમા ઉન્નતિ થયાવિના રહેતી નથી જે સાધુઓના મનમા વાસનાઓ, સ્વાર્થ, પ્રપચ, ભય, ખુશામત, અસત્ય, વગેરે દુર્ગુણો હોય છે તેઓ પ્રતિજ્ઞાપાલન પ્રામાણ્યથી કરોડો કોશ દૂર રહે છે આત્મભોગ વિના પ્રતિજ્ઞાપાલન પ્રામાણ્યગુણુની ગધ પણુ પ્રાપ્ત કરી શકાતી નથી જે સાધુએ બોલ બોલીને, પ્રતિજ્ઞા કરીને, કોલ કરીને, તથા ભય, દ્વેષ, ઇર્ષ્યા, સ્વાર્થ, આદિના તાબે થઇ ફરી જાય છે તેઓના હૃદયમા તથા વાણીમા સાધુપણુ પ્રગટયુ નથી પ્રતિજ્ઞાપાલનગુણુ વિના સાધુનુ પ્રામાણ્ય સર્વત્ર પ્રસિદ્ધ થતુ નથી જેઓ આજીવિકા માટે સાધુ બને છે અને ગુરૂઓની સાથે કરેલા પ્રતિજ્ઞા કોલને તોડે છે તેઓ ગૃહસ્થ અને સાધુ એ બન્ને જીવનથી ભ્રષ્ટ થાય છે સાધુનો વેષ પહેરવો સહેલ છે પરતુ પ્રતિજ્ઞાપાલનગુણુ પ્રાપ્ત કરવો મહા મુશ્કેલ છે જે મનુષ્યો મરજીવા થઇને પ્રતિજ્ઞાપાળવામા પ્રવૃત્તિ કરે છે તેઓનુ સાધુજીવન શોભી શકે છે જેઓ સાધુએ બનીને પ્રતિજ્ઞાપાલનગુણુમા દૃઢ થતા નથી તેઓ સ્વદેશ, તથા માતાપિતાના કુલને કલકિત કરે

છે પ્રતિજ્ઞાનો ભગ કરીને સપૂર્ણ દુનિયાને પગે લગાડવા માત્રથી કઇ કોઇ સાધુ તરી જતો નથી પ્રતિજ્ઞાભગ કરીને જીવવુ તે ન જીવવા બરોબર છે સાધુઓએ બને ત્યા સુધી મૌન રહેવુ અને કદાપિ બોલવુ તો યથાર્થ બોલવુ સાધુઓએ બોલ બોલીને, કોલ કરીને ભ્રષ્ટ થવુ નહિ પ્રતિજ્ઞાપાલનગુણ વિનાના શિક્ષકો, પ્રોફેસરો, પોતાના જીવનની તથા વિદ્યાર્થિયોના જીવનની પ્રગતિ કરવા સમર્થ થતા નથી 'બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા' જેવી કહેણી પ્રમાણે પ્રતિજ્ઞાપાલકશિક્ષકોના શિષ્યો પ્રતિજ્ઞાપાલક બની શકે છે અને પ્રતિજ્ઞા ભ્રષ્ટ શિક્ષકોના શિષ્યોમા પણ પ્રાય તેવી દશા પ્રગટે છે પ્રતિજ્ઞાપાલનગુણવિનાનુ શિક્ષણ તે શિક્ષણ તરીકે ગણાતુ નથી પ્રતિજ્ઞાપાલન ગુણવિનાના શિક્ષકોથી ખરી ઉચ્ચ કેળવણીની પ્રાપ્તિ થઈ શકતી નથી લક્ષ્મીથી સદ્ગૃહસ્થ-જેટલમેન-બાબુ બનવાથી પણ કઇ વળતુ નથી પ્રતિજ્ઞા કરીને જેઓ સ્વાર્થ, લોભ, ભય, દ્વેષાદિ દુર્ગુણોના તાબે થઇ આત્મજીવનરૂપ શુભ જ્યોતિને કલક લગાડે છે, તેઓ ભલે સુખી જેવા દેખાય પરતુ તે ખરેખરા સુખી અને વિશ્વાસ્ય થઇ શકતા નથી લક્ષ્મી, સત્તા, વિદ્વત્તા અને મહત્તાની પ્રાપ્તિ થઇ શકે છે, પરતુ પ્રતિજ્ઞાપાલનગુણની પ્રાપ્તિ થવી મહા દુર્લભ છે અતએવ લક્ષ્મી, સત્તા અને વિદ્વત્તા કરતા પ્રતિજ્ઞા પાળવામાં સદા સ્વાર્પણ કરવુ જોઇએ

થયો જો શેઠ ત્હોયે શુ ? મળ્યા ઇલકાબ ત્હોયે શુ ?
પ્રતિજ્ઞા ભ્રષ્ટ થવાથી, કરે છે સર્વપર પાણી. ૬૧

**વિવેચન**—ઘડી ઘડીમા વચન આપી બોલીને ફરી જનારા અને લક્ષ્મીના લોભે અનીતિમાગરપ્રવાહમા તણાતા લક્ષાધિપતિ, કરોડાધિપતિ શેઠિયા થવાયુ ત્હોયે શુ ? અર્થાત્ કઇ નહિ સ્વાર્થવૃત્તિના વેઠીયાઓને લક્ષ્મીથી શેઠીયા કહેવામા ખુશામતીયાઓ આગળ પડતો ભાગ લે છે પ્રતિજ્ઞા પાલન ગુણ વિના અસત્ય વચનથી જીવનારા શેઠીયાઓની અપ્રમાણિકતાથી વિશ્વને વસ્તુત કઇ સત્ય

લાભ મળી શકતો નથી ભાવ કરીને ફરી જાય પગાર ઠેરવીને ફરી જાય, વચન આપીને ફરી જાય, સાક્ષી થઇ ફરી જાય, જૂઠી સાક્ષી આપીને વિશ્વાસઘાત કરી, લક્ષ્મીનો લોભી બની, ગળા કાપનારા કસ ઇની સ્પર્ધા કરનારા શેઠીયાની બહારની અને અન્તરની કાળાશ ખરે ખર દુનિયાને શાન્તિસુખ આપી શકવા સમર્થ નથી અનેક જનોના સુખમાં ભાગ લેવાને જે શેઠાઇ ન હોય તે શેઠાઇથી કંઇ કલ્યાણ નથી પ્રતિજ્ઞાપાલનગુણ વિના ખરી શેઠાઇનો ઓળો ( પડછાયો ) પણ પ્રાપ્ત કરી શકાતો નથી પ્રતિજ્ઞાપાલનગુણ વિના શેઠીયાનું સુખ ખરેખર ઝુંપડીમાં રહેનાર ગરીબ પ્રમાણિક વેડીયાના સુખની તોલે કદાપિ આવી શકતું નથી સત્તાધિકારિયો તરફથી અને વિદ્યાધિકારિયો તરફથી અનેક ઇલ્કાબોને પ્રાપ્ત કર્યો છતા પણ પ્રતિજ્ઞાપાલનગુણ વિના કદાપિ આત્મોન્નતિ થઇ શકતી નથી પ્રતિજ્ઞાપાલનગુણ વિનાના મનુષ્યોના ઇલ્કાબો ખરેખર ચન્દ્રમા દેખાતી કાલિમાની શોભાને ધારણ કરી શકે છે બોલ બોલીને ફરી જનાર અને બોલ્યા પ્રમાણે ન વર્તનાર પ્રતિજ્ઞા ભ્રષ્ટ મનુષ્યોના ઇલ્કાબો ખરેખર ખસીયા મનુષ્યોના કોલ્લા જેવા શોભે છે કોઈ મનુષ્યને ઇલ્કાબ મળ્યો તેથી તે મહાન્ થઇ શકતો નથી. પ્રતિજ્ઞા પ્રમાણે વર્તવું એવા કુદરતી ઇલ્કાબથી આત્માની જે ઉન્નતિ થાય છે તે અન્યથી થતી નથી અમુક મનુષ્યે અમુકને અમુક વખતે મળવાનો અને અમુક કાર્ય કરવાનો કોલ આપ્યો હોય અને પશ્ચાત્ તે પ્રમાણે ન વર્તે તો તે સ્વજીવન મૂળ મન્ત્રરૂપ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે પ્રતિજ્ઞા ભ્રષ્ટ થવાથી પોતાના સર્વ શુભ કાર્યોપર પાણી ફેરે છે મુખ વિનાનું શરીર જેમ શોભતું નથી, તેમ પ્રતિજ્ઞાભ્રષ્ટ થવાથી અન્ય શુભ કાર્યો પણ શોભતા નથી કહ્યા પ્રમાણે વર્તવું, જે વચન બોલવું તે પ્રમાણે નિયમસર ચાલવું, એવું જે મનુષ્ય રહેણીથી ભણતર ભણ્યો નથી તેની શેઠાઇ, વિદ્વત્તા, સત્તા અને ઇલ્કાબાદિ સર્વ પર પાણી ફેરે છે એવું અવધારીને મનુષ્યોએ પ્રતિજ્ઞાપાળક બનવું જોઇએ

सुधारक जो बन्यो त्हों शुं ? परीक्षक जो बन्यो त्हों शुं ?
प्रतिज्ञा टेक ना धार्यो, अलेखे जन्म मानवनो ६२ ॥

वळे शु ? बोलवाथी वहु, वळे शु ? धर्मना ढोंगे,
वचन बोली फरी जाता, नहीं विश्वास रहेवानो ६

वळे शुं ? बहु विचारोथी, वळे शु ? खुब वाचनथी,
वदी शब्दो फरी जाता, नथी किम्मत टकाती के. ७

वळ्यु शु ? वागमा 'फरता, वळ्यु शुं ? पत्थर्मा के'
वळ्युं शु ? मून्छ आवळे, वचन बोली फरी जई. ८

કથિતવ્ય આશય છે સારાશ એ છે કે સર્વ ગુણોની પહેલા અને સર્વ ધર્માનુષ્ઠાનોની પહેલા પ્રતિજ્ઞા પાલનની રહેણીમા રહો

પ્રતિજ્ઞા પાળક મનુષ્યના મૌનથી અન્યોના આત્માપર જેવી અસર થાય છે તેવી બહુ બકવાદ કરનારા મનુષ્યોના લાબા લાબા ભાષણોથી અસર થતી નથી પ્રતિજ્ઞા પાળક, પોતાની રહેણીથી ખરેખરો ઉપદેશક મૌન રહ્યા છતા પણ બને છે અતએવ મનુષ્યોએ પ્રથમ સર્વ પ્રકારની ધમપછાડનો ત્યાગ કરીને પ્રતિજ્ઞા પાળક બનવુ જોઇએ જે પ્રતિજ્ઞા પાળક બને છે તેજ ખરેખરો સુધારક બની શકે છે જે પ્રતિજ્ઞા પાળક બને છે તેજ ખરેખરો પરીક્ષક બની શકે છે પ્રતિજ્ઞાપાળકનો માર ખાવો સારો પરતુ પ્રતિજ્ઞાભ્રષ્ટનુ વ્હાલ બુરૂ પ્રતિજ્ઞાભ્રષ્ટ થવાથી આત્માની અધોગતિ થાય છે પ્રતિજ્ઞાભ્રષ્ટ થઇને જેઓ અન્યોનુ ધન પચાવે છે, સત્તા પચાવે છે, જમીન પચાવે છે તેઓના પગની ધૂલિથી દેશની અપવિત્રતા થાય છે તેવા મનુષ્યોને દેખી પખીઓ પણ ડરે છે પ્રામાણ્યનો જીવનમત્ર પ્રતિજ્ઞાપાળકગુણ છે પ્રતિજ્ઞાપાળકની ઝુપડી ખરેખર સ્વર્ગના વિમાન કરતા શ્રેષ્ઠ છે પ્રતિજ્ઞાપાળક મનુષ્યના શરીરની રાખથી મનુષ્યોમા પ્રતિજ્ઞાપાલનગુણ ખીલે છે જીવતા મરવુ હોય તો પ્રતિજ્ઞા પાલન ગુણમાં પ્રવૃત્તિ કરવી પ્રતિજ્ઞા પાલન કરનાર અર્જુનની સર્વ વીરોમા પ્રધાનતા થઇ વચન આપીને તેને પ્રાણાતે પણ પાળનારને દેવતાઓ નમસ્કાર કરે છે, તો અન્ય મનુષ્યોનુ તો શું કહેવુ ? શિવાજીને દિલ્હી બોલાવી પાછા દેશમા મોકલવાના કોલ કરારની રૂએ ઔરગજેબે શિવાજીને દક્ષિણમાથી બોલાવ્યો પરતુ શિવાજીને કેદ કર્યો તેથી ઔરગજેબ અપ્રમાણિક ઠર્યો અને બીજી વાર શિવાજીએ તેનો વિશ્વાસ કર્યો નહીં અને માનસિહનો પણ તેથી ઔરગજેબ ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો **જે વાત હોજથી, ગઈ તે હુદથી આવતી નથી** એકવાર વચન બોલીને ફરી જવાથી અનેક બાબતો પરથી લોકોનો વિશ્વાસ ઉઠી જાય છે અતએવ પ્રતિજ્ઞાપાલન ગુણની પ્રાપ્તિ કરવામા સર્વથા સર્વદા પ્રયત્ન કરવો જોઇએ

મહાન્ સમ્રાટ્ અકબરના નામથી કોઇપણ મનુષ્ય ભાગ્યેજ

વાપરવાનો વિચાર કર્યો ખરેખર કામી પુરૂષો કાંઇ પણ જોઇ શકતા નથી એક પ્રાચીન કવિએ કહ્યુ છે કે,

**તરસ ન જુવે ધોબીનો ઘાટ, ભુખ ન જુવે ટાઢો ભાત,**
**ઉંઘ ન જુવે તુટી ખાટ, કામી ન જુવે જાત કુજાત.**

અહા ! વીર સ્ત્રીઓ આગળ કામાંધી પુરૂષોનુ શુ વળે ? સર્વ ભાન ભુલાવી નાખનાર કામ પણ ભીરૂઓના ઉપર ઘણીજ સરસ રીતે જય પ્રાપ્ત કરે છે વીર ક્ષત્રિયાણીએ જોયુ કે સ્વશરીરને મોગલ બાદ શાહ અકબર સ્પર્શ કરે છે ત્યારે તે બહાદૂર સ્ત્રીએ, સ્વશરીરનો અકબરની જોડે સ્પર્શ કરવાને બદલે સ્વજમૈયાની જોડે સ્પર્શ કરવા તૈયાર કર્યો જે સમ્રાટ્ મહામલ્લોથી પણ જીતાતો ન હતો તે એક અબળાથી મહાત થયો ખરેખર પ્રતિજ્ઞાભ્રષ્ટ મનુષ્ય, વીરત્વનો ગુણ દાખવતી વ્યક્તિ પાસે, એક ક્ષણ પણ ઉભો રહી શકતો નથી પ્રતિજ્ઞા ભગ કરનાર સમ્રાટ્ એક ભીરૂની માફક ઉભો રહ્યો પશ્ચાત્ અકબરે લાજ લુટવાનો ત્યાગ કર્યો જે સમ્રાટ્‌ને ઇતિહાસકારો લોકપ્રિય માને છે, તે ફક્ત તેના રાજ્યદ્વારી ગુણોથી સમજવું તેઓ ધોળી બાજુને જુવે છે જેઓ તુલનાથી વસ્તુનુ પરિણામ કાઢતા નથી, તેઓ એક ગભીર ભૂલ કરે છે હમેશા પ્રતિજ્ઞા ભ્રષ્ટ રાજા હોય, શેઠ હોય વા એક ગરીબ હોય તો પણ તેને એવા સયોગો પ્રાપ્ત થાય છે કે જેમા તે પ્રતિજ્ઞાભ્રષ્ટ થવાથી વિશ્વમા શોભી શકતો નથી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવુ તે સર્વ વસ્તુઓમા મહા પાતક સમાન છે એવુ સુજ્ઞોએ અવબોધવું જોઇએ

વળ્યુ શુ ? મોઝ આર્યાથી, વળ્યુ શુ ? મોક્ષ આવાથી,
વળ્યુ શુ ? રેનસી કપડે, વચનનો ભગ જો કીધો. ६६

વળ્યુ શુ ? હાજી હા કરતા, વળ્યુ શુ ? દાવ ખેલ્યાથી,
નમ્યા જો લોક લોયે શુ ? વચનનો ભગ જો કીધો, ६७

વિવેચના—હજારો મનુષ્યો આજની મોજશોખની કેટલીક,

પ્રવૃત્તિમાં પડયા છે તેઓનું લક્ષ્યબિંદુ તો ધનનો સંચય કરવો અને પ્રામાણ્યનો ભંગ કરીને મોજશોખમાં મશગુલ રહેવું ગમે તે રીત્યા ધન પ્રાપ્ત કરવું આવી રીતે જો લક્ષ્મી પ્રાપ્ત કરવામાં આવે તો વચનના ભંગનો દોષ અવશ્ય આવ્યા વિના રહેતો નથી જ્યાં કરોડોની સંખ્યામાં સ્વજાતીય, એક દેશીય મનુષ્યો ત્રણ ત્રણ દિવસના અંતરે પણ રોટલાનો ટુકડો પ્રાપ્ત કરતા નથી ત્યાં લાખો મનુષ્યો સ્વમોજશોખમાં, વેશ્યાઓના ગૃહોમાં, ગાનારીઓના નાચ ઉપર ફીદા થાય છે નહિ આરોગવા યોગ્ય પદાર્થોનું સેવન કરે છે, એટલુંજ નહિ પરંતુ જાહેર સભાઓના માચડા ઉપર સ્વધનની બડાઈમાં તણાતા દેશોદ્ધારના મોટા લાંબા વાનરપુચ્છવત્ ભાષણોની લવાઈઓમાં તાળીઓના ગડગડાટ શ્રવણ કરવાને માચડા અગર પ્લેટફોર્મ ઉપર આવી સ્વજાત્યુન્નતિના ભાષણો આપે છે, એ કેટલું શોચનીય છે ? સર્વ જાણે છે કે ભાઇ શ્રીપાયે કેટલા વચનનો ભંગ કરીને ધન પ્રાપ્ત કર્યું છે અને કેવી રીતે તેવા ધનનો વ્યય કરે છે અહો ! હિંદુસ્થાનમાં જ્યાં સુધી આવા હજારો મનુષ્યો વસે છે ત્યાં સુધી કોઇ પણ રીતે આર્થિક વા અન્ય ઉન્નતિનું બિંદુ પણ દેખાય તે આકાશકુસુમવત્ છે જ્યારે ફ્રાન્સની હદ ઉપરાંત અત્યંત હેરાન થઈ ત્યારે આધુનિક વિગ્રહ કે જેણે ફ્રાન્સની ફેસનની સ્થિતિમાંથી લોકોને જાગ્રત કર્યાં ફેસનબાજીને સદાની તિલાજલી આપવાનો સમય આવ્યો વસ્તુસ્થિતિ આવા પ્રકારની છે, છતાં પણ આધુનિક અર્ધદગ્ધ ઈંગ્લીશ ભાષાની કેળવણી પામેલા યુવાનોનું લક્ષ્યબિંદુ મોજશોખ, મિષ્ટભોજન, સ્વાર્થ, કાપટય અને ગોલાઓની સ્થિતિ, એટલામાં સમાયલું માલમ પડે છે જરા તમારા પલંગની પથારીના એક ખુણામાં વિચારતો કરો કે તમોએ કેવી રીતે ધન પ્રાપ્ત કર્યું છે અને કેટલા ભંગકોએ પ્રમાણિકપણાને તિલાંજલિ આપી છે આવા કેટલાક વચન ભંગી સ્વાર્થીઓને લઇને વિદેશીઓ હિંદિઓનું પ્રામાણ્ય સ્વીકારતા નથી જ્યારે આવી સ્થિતિ છે, ત્યારે હિંદુસ્થાનની ઉન્નતિને માટે બરાડા પાડવામાં આવે છે એ કેટલી દુર્દશાનું ભાન કરાવે છે ? પ્રિય વાચક ! સ્વતંત્ર બનવાનો

પ્રયત્ન કરવો, પરંતુ સ્વચ્છંદી ન બનવું એ, ધ્યાનમાં રાખવું જોઇએ. વ્યાવહારિક કાર્યોમાં પણ એક વખત વચનનો ભંગ કરનારને ધિક્કાર આપવામાં આવે છે પ્રતિજ્ઞા યુક્ત વચનનું પાલન કરવાથીજ અક્ષય સુખની પ્રાપ્તિના પગથીએ ચઢી શકાય છે વચનનો ભંગ પ્રાણાંતે પણ ન કરવો જોઇએ

અમીરાઇ મળી તો શું ? પ્રતિજ્ઞાઓ નહીં પાળી.
પ્રતિજ્ઞા પાળનારાઓ, સકલથી શ્રેષ્ઠ છે જગમાં. ૬૮
પ્રતિજ્ઞાના અધિકારી, બન્યા જે યોગ્યતા પામી,
પ્રતિજ્ઞાઓ કરે પૂરી, વિવેકે સત્ય સમજીને ૬૯
પ્રતિજ્ઞા પાળતા પૂરી, નવું જીવન પ્રગટ થાતું,
નવો અવતાર પામીને, અમલ આંખે નવું દેખે. ૭૦

વિવેચન—મોટા અમીરો બન્યા તેથી શું ? જો કરેલી પ્રતિજ્ઞાઓથી ભ્રષ્ટ થવાયું તો અમીરાઇ પર પાણી ફરે છે અમુક વખતે હું તમારૂં અમુક કાર્ય કરીશ, અમુક કાર્ય નહિ કરૂં, અમુક કાર્યમાં ભાગ લઇશ, અમુક બાબતમાં વિશ્વાસદ્રોહી નહિ બનું, અમુક વિચારોને ગુપ્ત રાખીશ, અમુક લીધેલી પ્રતિજ્ઞા પ્રમાણે ચાલીશ, અમુક વખતે અમુક આપીશ, ઇત્યાદિ અનેક પ્રકારની પ્રતિજ્ઞાઓ કરવામાં આવી હોય પરંતુ તે પ્રતિજ્ઞાઓ પ્રમાણે ન વર્તવામાં આવે તો અમીર સત્તાધિકારી થવાથી કંઇ સ્વપરનું શ્રેય કરી શકાતું નથી આ વિશ્વમાં દાની, બ્રહ્મચારી આદિ સકળગુણીઓમાં શ્રેષ્ઠ પ્રતિજ્ઞાપાલકો છે આકાશમાં ચડી શકાય, દેવતાઓને પ્રત્યક્ષ કરી શકાય, આખી દુનિયાને પોતાના વિચાર પ્રમાણે ચલાવી શકાય, પરંતુ પ્રતિજ્ઞાના સ્વાપણું મેદાનમાં પ્રતિજ્ઞાપાલક બનવું એ ધાર્યો–વિચાર્યો કરતાં અનન્તગુણ મુશ્કેલ કાર્ય છે ન્હાની ન્હાની પ્રતિજ્ઞાઓ પાળવાથી મોટામાં મોટી પ્રતિજ્ઞાઓ પાળી શકાય છે પ્રથમ તો પ્રતિજ્ઞા લેવાના અધિકારી બનવું મહા મુશ્કેલ છે સં ૧૯૮૪ ની સાલમાં હિંદુસ્થાનમાં પ્રજા શહેરોશહેર પરદેશી કાપડ નહીં વાપરવું, પરદેશી ખાંડ ન વાપરવી,

એવી લાખો મનુષ્યોએ પ્રતિજ્ઞા કરી હતી, પરંતુ હાલ તે પ્રમાણે વર્તનારા અલ્પ સંખ્યામાં નીકળી આવશે કોઇ બાબત વાચવાથી વા શ્રવણથી પ્રતિજ્ઞા લેવાનો એકદમ મનોરથ થઇ આવે છે, પરંતુ તેથી પોતાની યોગ્યતા થયા વિના પ્રતિજ્ઞા લેઇ પુનઃ ભ્રષ્ટ થવાનો વખત આવે છે પ્રતિજ્ઞાપાલનની યોગ્યતાનો પૂર્ણ અનુભવ કર્યા વિના પ્રતિજ્ઞા લેવાથી આત્મવીર્યની હાનિ થાય છે અને લોકોમાં અપ્રમાણિક બનવું પડે છે સૈન્યમાં દાખલ થયેલા સિપાઇઓમાં એક જો મૂઠી વાળીને ભાગે છે તો તેની પાછળ અન્ય યોદ્ધાઓ પણ નાસે છે, તેમ એક મનુષ્ય પ્રતિજ્ઞાના રણમેદાનમાથી ભાગે છે તો તેની પાછળ અન્યો પણ ભાગે છે અને તેનો હેતુભૂત પ્રથમ જે પ્રતિજ્ઞા છાડે છે તે બને છે એક મિત્ર પોતાના અન્ય મિત્રને કથે છે કે ત્હારો હું જીવજાન મિત્ર છું ત્હારી કોઈ વાત ગમે તેવા પ્રસંગોમાં અન્યોને હું પ્રાણાન્તે પણ કથીશ નહિ, પશ્ચાત્ પરસ્પરમાં વૈમનસ્ય થતા તેઓ પ્રતિજ્ઞાને સો યોજન દૂર મૂકીને એક બીજાની ગુપ્ત વાતોને લોકોમાં ફેલાવે છે અને એક બીજાના શત્રુ બને છે તેથી સુજ્ઞોએ સમજવું જોઇએ કે પ્રથમ તો પ્રતિજ્ઞાના અધિકારી બનવું જોઇએ અને ગમે તેવા આત્મ ભોગે પ્રતિજ્ઞા કર્યા બાદ પાળવી જોઇએ જેઓ પ્રતિજ્ઞાના અધિકારી બને છે તેઓ પૂર્ણ પણે પ્રતિજ્ઞાને પાળી શકે છે મહાપુરૂષો વિવેક દૃષ્ટિએ સત્યનો પરિપૂર્ણ ખ્યાલ કરીને પ્રતિજ્ઞાઓ કરે છે અને તેથી તેઓ મૃત્યુભય, લોકભય, આદિનો ત્યાગ કરીને અનેક યુક્તિ પ્રયુક્તિથી પ્રતિજ્ઞાને પાળે છે, પૂર્ણરીત્યા પ્રતિજ્ઞા પાલવાથી નવું દિવ્ય જીવન પ્રગટ થાય છે જેમ બે એકડા ભેગા કરવાથી અગિયાર જેટલું બળ પ્રાપ્ત થાય છે, તદ્વત્ પ્રતિજ્ઞા કરીને તે પાળ્યાથી અનન્ત ગણું બળ પ્રકટ થાય છે અને તેથી નવ્ય દિવ્ય જીવન પ્રવાહોની આત્માની વિદ્યુદ્વેગવત્ પ્રગતિ થાય છે ગમે તેવું અધમજીવન હોય છે, તો પણ પ્રતિજ્ઞા પાળવાથી અધમ શક્તિયોનો નાશ થાય છે, અને નવદિવ્ય શક્તિયોથી દિવ્ય-જીવન પ્રાપ્ત થાય છે પ્રતિજ્ઞાપાલનબળે નવ્ય અવતાર પામીને અમલ સહજ ચક્ષુએ પોતાના આત્મજીવનમાં અનેક શક્તિયોનો પ્રચાર થાય છે તેને તે દેખી શકે છે અમુક વખતે અમુક કાર્ય કરીશ,

પ્રયત્ન કરવો, પરંતુ સ્વચ્છંદી ન બનવું એ, ધ્યાનમાં રાખવું જોઇએ વ્યાવહારિક કાર્યોમાં પણ એક વખત વચનનો ભંગ કરનારને ધિક્કાર આપવામાં આવે છે પ્રતિજ્ઞા યુક્ત વચનનું પાલન કરવાથીજ અક્ષય સુખની પ્રાપ્તિના પગથીએ ચડી શકાય છે વચનનો ભંગ પ્રાણાંતે પણ ન કરવો જોઇએ

અમીરાઇ મળી તો શું ? પ્રતિજ્ઞાઓ નહીં પાળી,
પ્રતિજ્ઞા પાળનારાઓ, સકલથી શ્રેષ્ઠ છે જગમાં. ૬૮
પ્રતિજ્ઞાના અધિકારી, બન્યા જે યોગ્યતા પામી,
પ્રતિજ્ઞાઓ કરે પૂરી, વિવેકે સત્ય સમજીને. ૬૯
પ્રતિજ્ઞા પાળતાં પૂરી, નવું જીવન પ્રગટ થાતું,
નવો અવતાર પામીને, અસલ આંખે નવું દેખે ૭૦

વિવેચન—મોટા અમીરો બન્યા તેથી શું ? જો કરેલી પ્રતિજ્ઞાઓથી ભ્રષ્ટ થવાયું તો અમીરાઇ પર પાણી ફરે છે અમુક વખતે હું તમારૂં અમુક કાર્ય કરીશ, અમુક કાર્ય નહિ કરૂં, અમુક કાર્યમાં ભાગ લઇશ, અમુક બાબતમાં વિશ્વાસદ્રોહી નહિ બનું, અમુક વિચારોને ગુપ્ત રાખીશ, અમુક લીધેલી પ્રતિજ્ઞા પ્રમાણે ચાલીશ, અમુક વખતે અમુક આપીશ, ઇત્યાદિ અનેક પ્રકારની પ્રતિજ્ઞાઓ કરવામાં આવી હોય પરંતુ તે પ્રતિજ્ઞાઓ પ્રમાણે ન વર્તવામાં આવે તો અમીર સત્તાધિકારી થવાથી કંઇ સ્વપરનું શ્રેય કરી શકાતું નથી આ વિશ્વમાં જ્ઞાની, બ્રહ્મચારી આદિ સકળગુણીઓમાં શ્રેષ્ઠ પ્રતિજ્ઞાપાલકો છે આકાશમાં ચડી શકાય, દેવતાઓને પ્રત્યક્ષ કરી શકાય, આખી દુનિયાને પોતાના વિચાર પ્રમાણે ચલાવી શકાય, પરંતુ પ્રતિજ્ઞાના સ્વાર્પણ મેદાનમાં પ્રતિજ્ઞાપાલક બનવું એ ધાર્યા-વિચાર્યા કરતાં અનન્તગુણ મુશ્કેલ કાર્ય છે ન્હાની ન્હાની પ્રતિજ્ઞાઓ પાળવાથી મોટામાં મોટી પ્રતિજ્ઞાઓ પાળી શકાય છે પ્રથમ તો પ્રતિજ્ઞા લેવાના અધિકારી બનવું મહા મુશ્કેલ છે સં ૧૯૬૪ ની સાલમાં હિંદુસ્થાનમાં પ્રાયઃ શહેરેશહેર પરદેશી કાપડ નહીં વાપરવું, પરદેશી ખાંડ ન વાપરવી,

દયાકારક પ્રતિજ્ઞા, સત્યવચન પ્રતિજ્ઞા, બ્રહ્મચર્ય પ્રતિ
પ્રતિજ્ઞા, આધ્યાત્મિક પ્રતિજ્ઞા, બાહ્ય પ્રતિજ્ઞા, સત્ય
પ્રતિજ્ઞા, વ્રત પ્રતિજ્ઞા, અવ્રત પ્રતિજ્ઞા, સુલેશ્યાએ પ્રતિજ્ઞા, ૩–
પ્રતિજ્ઞા, કથન પ્રતિજ્ઞા, લેખન પ્રતિજ્ઞા, દેશોદ્ધારક પ્રતિજ્ઞા, ધર્મોદ્ધારક
પ્રતિજ્ઞા, સત્યગ્રાહક પ્રતિજ્ઞા, મધ્યસ્થ પ્રતિજ્ઞા, ન્યાયી પ્રતિજ્ઞા,
અન્યાયી પ્રતિજ્ઞા, આદેય પ્રતિજ્ઞા, હેય પ્રતિજ્ઞા, આશ્ચર્યકારક પ્ર
તિજ્ઞા, મત્સરકારક પ્રતિજ્ઞા, વચનાર્થ પ્રતિજ્ઞા, ઈર્ષ્યાથી પ્રતિજ્ઞા, સુદેવ
ગુરૂ, ધર્મ આરાધક પ્રતિજ્ઞા, ઉચ્ચ પ્રતિજ્ઞા, નીચ પ્રતિજ્ઞા, સરલભાવે
પ્રતિજ્ઞા, વિષમભાવે પ્રતિજ્ઞા, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવથી સર્વ પ્રકારે
ઉન્નતિકારક પ્રતિજ્ઞા ઇત્યાદિ શુભાશુભ અનેક પ્રકારની પ્રતિજ્ઞાઓનુ
ગુરૂગમપૂર્વક સ્વરૂપ સમજવુ જોઇએ અને પશ્ચાત્ વય, શક્તિ, લાભ,
સુખ, પરમાર્થ, પ્રગતિ આદિનો વિચાર કરીને પ્રતિજ્ઞાઓ કરવી
જોઇએ જે કાળે જે આદર્યાથી સ્વલાભ, કુટુબલાભ, ધર્મલાભ, દેશ
લાભ, સમાજલાભ, વિશ્વલાભ, સુખ, તથા શાતિ આદિની પ્રાપ્તિ થતી
હોય તેવી પ્રતિજ્ઞાઓને આદરવી જોઇએ અશુભ, અધર્મ્ય, પાપકારક,
હાનિકારક પ્રતિજ્ઞાઓ કરી હોય તો તેઓનો ત્યાગ કરવો જોઇએ અશુભ
પ્રતિજ્ઞાઓ કરવી નહિ અને કરી હોય તો તેનો ત્યાગ કરવાથી સ્વપરની
હાનિ થતી નથી પ્રગતિ વિરોધક અશુભ પ્રતિજ્ઞાઓના ત્યાગથી ધર્મ
છે પણ અધર્મ નથી જેથી સર્વ પ્રકારની શુભ પ્રગતિ થતી હોય
અને અલ્પહાનિપૂર્વક બહુ લાભ થતો હોય તો તે પ્રતિજ્ઞાને શુભમા
ગણી તેનો આદર કરવો અને તેમા પ્રાણાર્પણ કરવામા પાછા હઠવુ
નહિ ગભીર અને ધીર બનીને સમયના જ્ઞાતા થઇ પ્રતિજ્ઞાને કરવી
અને પશ્ચાત્ પાળવામા પ્રાણાર્પણ કરવુ ગભીર મનુષ્યો ની પ્રતિ-
જ્ઞાઓ ત્વરિતપૂર્ણ થાય છે મનુષ્યોની પ્રતિજ્ઞાઓ જગજાહેર
થવાથી તેમા અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે ગભીર મનુષ્યો પ્રતિજ્ઞા
પાલનમા યુક્તિપૂર્વક પ્રવર્તે છે અને ધૈર્યથી અનેક પરિષહો, વિઘ્નો
વેઠવા સમર્થ બને છે અતએવ ગભીર, ધીર, ગુણની લાયકાતને
પ્રાપ્ત કરીને શુભ યોગ્ય પ્રતિજ્ઞાઓ કરવી જોઇએ દુનિયાના અનેક
વિષયોની લાલસાઓ, તૃષ્ણાઓ, વાસનાઓને પગ તળે કચરી નાખ્યા

એવી દૃઢ સંકલ્પથી પ્રતિજ્ઞા કરીને ગમે તેવા વિઘ્નો આવે ત્હોયે, જે કૃત પ્રતિજ્ઞાને પાળે છે તે નવ્યદિવ્યજીવનને પ્રાપ્ત કરે છે, અર્થાત્ તે સ્વર્ગનો દેવ થાય છે, અથવા સકળ જ્ઞાનાવરણીયાદિકર્મનો ક્ષય કરીને પરમાત્મા થાય છે, આ ભવમા તે લક્ષ્મી સત્તાથી વિભૂષિત થઇને પૂર્વનુ દારિદ્રજીવન દૂર કરે છે પ્રતિજ્ઞાપાલક નિર્ધન મટીને ધનવાન્ થાય છે, રકનો રાજા બને છે, તે પોતાના અવતારમા મહા અલૌકિક કાર્ય કરવાને શક્તિમાન્ થાય છે—

**શુભાશુભ બહુ પ્રતિજ્ઞાઓ, વિવેકે સત્ય આદરવી,**
**બની ગભીર ને ધીરા, સમયના જાણુ થઈ કરવી. ૭૨**

**વિવેચન**—શુભ પ્રતિજ્ઞાઓ, અશુભ પ્રતિજ્ઞાઓ, ધર્મ્ય પ્રતિજ્ઞાઓ સ્વહાનિકર પ્રતિજ્ઞા, પરહાનિકર પ્રતિજ્ઞા, સમાજહાનિકર પ્રતિજ્ઞા, દેશહાનિકર પ્રતિજ્ઞા, કુટુબહાનિકર પ્રતિજ્ઞા, જાતિહાનિકર પ્રતિજ્ઞા, ધર્મહાનિકર પ્રતિજ્ઞા, અલ્પલાભ અને બહુ હાનિરૂપ પ્રતિજ્ઞા, બહુ હાનિકર અને અલ્પલાભકર પ્રતિજ્ઞા, સ્વહાનિકર અને પરલાભકર પ્રતિજ્ઞા, રાજ્યહાનિકર અને સમાજલાભકર પ્રતિજ્ઞા, સમાજહાનિકર અને રાજ્યલાભકર પ્રતિજ્ઞા, કુટુબ, કોમ અને વિશ્વાસઘાતકર પ્રતિજ્ઞા, અજ્ઞાન પ્રતિજ્ઞા, જ્ઞાન પ્રતિજ્ઞા, અન્ધશ્રદ્ધા પ્રતિજ્ઞા, શ્રદ્ધાપૂર્વક પ્રતિજ્ઞા, સમયોચિત પ્રતિજ્ઞા, અસમયોચિત પ્રતિજ્ઞા, સ્વદેશદ્રોહકર અને પરદેશ પ્રગતિકર પ્રતિજ્ઞા, સ્વદેશ અને પરદેશ પ્રગતિકર પ્રતિજ્ઞા, ક્રોધપૂર્વક પ્રતિજ્ઞા, માન પ્રતિજ્ઞા, કપટ પ્રતિજ્ઞા, સ્વાર્થ પ્રતિજ્ઞા, પરમાર્થ, વૈરવાલનાર પ્રતિજ્ઞા, ઐક્યકારક પ્રતિજ્ઞા, હિતચિંતક પ્રતિજ્ઞા, અહિતચિંતક પ્રતિજ્ઞા, મિત્ર પ્રતિજ્ઞા, અમિત્ર પ્રતિજ્ઞા, મન્દ પ્રતિજ્ઞા, ઈશ્વર પ્રતિજ્ઞા, યાવત્કથિત પ્રતિજ્ઞા, નિર્લોભ પ્રતિજ્ઞા, કર્મયોગ પ્રતિજ્ઞા, સન્યાસયોગ પ્રતિજ્ઞા, વિવેકપૂર્વક પ્રતિજ્ઞા, પ્રેમ પ્રતિજ્ઞા, ગચ્છ પ્રાપ્ત પ્રતિજ્ઞા, દુષ્ટ નાશક પ્રતિજ્ઞા, અવિવેક પૂર્વક પ્રતિજ્ઞા, બાલ પ્રતિજ્ઞા, પંડિત પ્રતિજ્ઞા, ગાડરીયા પ્રવાહ પ્રમાણે પ્રતિજ્ઞા, ભયથી પ્રતિજ્ઞા, દાક્ષિણ્ય પ્રતિજ્ઞા, સેવા પ્રતિજ્ઞા, દાન પ્રતિજ્ઞા,

# શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.

(સ્થાપન-જ્ઞાનપંચમી-વિર સંવત)

જો તમારે તત્વજ્ઞાનના ઉત્તમ સિદ્ધાંતો, સરળ અને પ્રિય રીતીમાં સમજના હોય અને પોતાનું હૃદય નિર્મળ બનાવવું હોય, તો મંડળ તરફથી પ્રગટ થયેલ

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા અવશ્ય વાંચો

મજકુર ગ્રન્થમાળામાં નીચલા ગ્રન્થો પ્રગટ થયેલ છે, જે વાંચી, મનન કરી, તમારા આત્માને ઉચ્ચ શ્રેણીએ ચઢાવો ઉત્તમ ગ્રન્થો એજ અપૂર્વ સત્સંગ છે ખચીત આ ગ્રંથોના મનનથી ઘણું જાણવા અને મેળવવા પામશો-ગુરૂશ્રીની લેખનશૈલી-માધ્યસ્થદૃષ્ટિવાળી હોવાથી, દરેક ધર્માવલંબીઓ તેને પ્રેમપૂર્વક વાંચે છે દરેક ગ્રન્થોમાં અધ્યાત્મજ્ઞાન અને તત્વજ્ઞાન સંબંધી વિવેચન છે

વૈરાગ્ય, ઉપદેશક, અને બોધક, પદો-ભજનો-તે તે વિષયમાં લિન્નતા કરી નાખે છે દરેક પદોનો સાર વિચારણીય છે અનેકાન્ત દૃષ્ટિથી, હૃદયની વિશાળતાપૂર્વક અને પ્રિય તથા પથ્યવાણીથી દરેક જણને ઉત્તમ બનાવી શકાય છે અને તે મુજબ આ ગ્રન્થો છે

માત્ર વાચકોના હિતાર્થે, ઉદાર ગૃહસ્થોની સહાય વડે,-કોઇપણ ગ્રન્થ પ્રકાશક મંડળ કરતા-ઓછામા ઓછી કીંમત ગખવાની પહેલ આ મંડળેજ કરી છે-ઓછી કીંમત છતા છપાઇ-કાગળ-બંધાઇ વગેરે કામ સુંદર થાય છે, તઉપરાંત વધુ પ્રચારાર્થે-પ્રભાવના, વિદ્યાર્થીઓને ઇનામ અને ભેટ આપનાર માટે વધુ નકલો મંગાવનારને ( શીલીકમા હોય તો ) બની શકતી ઓછી કીંમતે આપવામા આવે છે

જેઓને પ્રગટ થઇ ચુકેલા અને થવાના ગ્રન્થો પૈકી, કોઇપણ ગ્રન્થો પોતાના ગુરુબ્ધી કે સ્નેહી અને ઉપકારીઓના સ્મરણાર્થે, પ્રગટ કરવાને ઇચ્છા હોય તેમને તે મુજબ મંડળ સગવડ કરી આપે છે

પત્રવ્યવહાર-મુંબાઇ-ચંપાગલી વ્યવસ્થાપક-અધ્યાત્મ જ્ઞાનપ્રસારકમંડળ જોગ કરવો

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળામાં પ્રગટ થયેલા ગ્રન્થો

| ગ્રંથાંક. | | પૃષ્ઠ. | રૂ આ પા |
|---|---|---|---|
| ૧ | ક ભજન સંગ્રહ ભાગ૧ લો | ૨૦૦ | ૦-૮-૦ |
| ૧ | અધ્યાત્મ વ્યાખ્યાનમાળા | ૨૦૬ | ૦-૪-૦ |
| ૨ | ભજનસંગ્રહ ભાગ ૨ જો | ૩૩૬ | ૦-૮-૦ |
| ૩ | ભજનસંગ્રહ ભાગ ૩ જો | ૨૧૫ | ૦-૮-૦ |
| ૪ | સમાધિ સતકમ | ૩૪૦ | ૦-૮-૦ |
| ૫ | અનુભવ પચ્ચિશી. | ૨૪૮ | ૦-૮-૦ |

વિના કોઇ મનુષ્ય પ્રતિજ્ઞાપાલક બની શકતો નથી માન અને અપમાન, લાલસાઓ, અહ મમત્વભાવના, રાગ, દ્વેષ આદિને જીતીને જે જ્ઞાની, કર્મયોગી બને છે, તે પ્રતિજ્ઞાઓને પાળવા સમર્થ થાય છે નિર્લેપ કર્મયોગી સર્વ પ્રકારે યો ય થવાથી પ્રતિજ્ઞાપાલન કરી શકે છે સમયજ્ઞ થવાથી વર્તમાનમા તથા ભવિષ્યમા અનેક રીતે વર્તવાના અનુભવ મળે છે અને પ્રતિજ્ઞાપાલના વાર્તમાનિક ઉપાયોને સર્વ પ્રકારે ગ્રહી શકાય છે અતએવ સમયજ્ઞ થઇને પ્રતિજ્ઞા પાળવાની અત્યત જરૂર છે સમય જ્ઞાતા બનીને કૃત પ્રતિજ્ઞાઓને પૂર્ણપણે પાળનારનો તો સર્વત્ર જગમા યશોવાદ પ્રસરે છે

પ્રભુ દરબારમા જાવા, પ્રતિજ્ઞા પાસના જેવી,
બુદ્ધયબ્ધિ સિદ્ધ સાધનમા, પ્રતિજ્ઞાઓ વ્રતોની છે ૭૨

**વિવેચન**—પ્રભુ દરબારમા અર્થાત્ પરમાત્મસિદ્ધસ્થાનમા પ્રવેશ કરવાને માટે પાસના જેવી સર્ટીફીકેટ જેવી પ્રતિજ્ઞા છે જેની પાસે જ્યા જવાનો પાસ હોય છે ત્યા ગમન કરતા કોઇ તેનો અવરોધ કરતું નથી તદ્વત્ વ્રતોની પ્રતિજ્ઞાપાલન રૂપ પાસ છતા કોઇ તેનો નિરોધ કરતુ નથી બુદ્ધિ અર્થાત્ જ્ઞાનના સાગરરૂપ સિદ્ધ પરમાત્માની પ્રાપ્તિમા સાધનરૂપ મહાવ્રત પ્રતિજ્ઞાઓ છે તેનુ જે પાલન કરે છે તે સિદ્ધસ્થાનને પ્રાપ્ત કરે છે વ્રત પ્રતિજ્ઞારૂપ પાસની પ્રાપ્તિથી સ્વર્ગ સિદ્ધિના દ્વાર ખુલે છે માટે સજ્જનોએ પ્રતિજ્ઞાપાળવા મહા કઠિન દ્ર થવુ જોઇએ પ્રતિજ્ઞાપાલનની ઉપયોગિતા, મહત્તા સબધી જે જે કરવુ તેનો હૃદયમા સાર ધારણ કરીને પ્રેમોત્સાહથી પ્રવર્તવુ જોઇએ જ્યાથી પડયા ત્યાથી પાછા ચડો જ્યાથી ભૂલ્યા ત્યાથી ગણો એટલે પ્રતિજ્ઞાપાલનમા દરરોજ નવ્ય શક્તિયોને પ્રાપ્ત કરી શકશો જેણે પ્રતિજ્ઞા પાળી તેણે સર્વ પાળ્યુ એવો નિશ્ચય કરીને પ્રતિજ્ઞાપાલન કરો કે જેથી સર્વ પ્રકારથી શુભ મગળમાળાઓ પ્રાપ્ત કરો—

ૐ શ્રીગુરુભ્યો નમ

## શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.

(સ્થાપન-જ્ઞાનપંચમી-નિર સં ૧૯૬૫)

જો તમારે તત્વજ્ઞાનના ઉત્તમ સિદ્ધાંતો, સરલ અને પ્રિય વાંચનમાં સમજવા હોય અને પોતાનું હૃદય નિર્મળ બનાવવું હોય, તો મંડળ તરફથી પ્રગટ થયેલ

**શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા અવશ્ય વાંચો**

મજકુર ગ્રન્થમાળામાં નીચના ગ્રંથો પ્રગટ થયેલ છે, જે વાંચી, મનન કરી, તમારા આત્માને ઉચ્ચ શ્રેણીએ ચઢાવો ઉત્તમ ગ્રન્થો એજ અપૂર્વ સતસંગ છે ખચીત આ ગ્રન્થોના મનનથી ઘણું જાણવા અને મેળવવા પામશો-ગુરૂશ્રીની લેખનશૈલી-માધ્યસ્થદષ્ટિવાળી હોવાથી, દરેક ધર્માવલમ્બીઓ તેને પ્રેમપૂર્વક વાંચે છે દરેક ગ્રંથોમાં અધ્યાત્મજ્ઞાન અને તત્વજ્ઞાન સબંધી વિવેચન છે

વૈરાગ્ય, ઉપદેશક, અને બોધક, પદો-ભજનો-તે તે વિષયમાં ચિંતના કરી નાખે છે દરેક પદોનો સાર વિચારણીય છે અનેકાન્ત દૃષ્ટિથી હૃદયની વિશાળતાપૂર્વક અને પ્રિય તથા પથ્યવાણીથી દરેક જનને ઉત્તમ બનાવી શકાય છે અને તે મુજબ આ ગ્રન્થો છે

માન વાચકોના હિતાર્થે, ઉદાર ગૃહસ્થોની સહાય વડે,-મોટાભાગ ગ્રન્થ પ્રકાશક મંડળ કરતાં-ઓછામાં ઓછી કીંમત રાખવાની પહેલ આ મંડળે જ કરી છે-ઓછી કીંમત છતાં છપાઇ-કાગળ-બંધાઇ વગેરે કામ સુંદર થાય છે, તદ ઉપરાંત વધુ પ્રચારાર્થે-પ્રભાવના, વિદ્યાર્થીઓને ઇનામ અને ભેટ આપનાર માટે વધુ નકલો મંગાવનારને ( શીલીકમાં હોય તો ) બની શકતી ઓછી કીંમતે આપવામાં આવે છે

જેઓને પ્રગટ થઇ ચુકેલા અને થવાના ગ્રન્થો પૈકી, ગમેતે ગ્રન્થો પોતાના મુરબ્બી કે સ્નેહી અને ઉપકારીઓના સ્મરણાર્થે, પ્રગટ કરવાની ઇચ્છા હોય તેમને તે મુજબ મંડળ સગવડ કરી આપે છે

પત્રવ્યવહાર-મુંબાઇ-ચંપાગલી વ્યવસ્થાપક-અધ્યાત્મ જ્ઞાનપ્રસારકમંડળ જોગ કરવો

### શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળામાં પ્રગટ થયેલા ગ્રન્થો

| ગ્રંથાંક. | | પૃષ્ઠ. | કીમત. |
|---|---|---|---|
| ૧ | ભજન સંગ્રહ ભાગ ૧ લો | ૨૦૦ | ૦-૮-૦ |
| ૧ | અધ્યાત્મ વ્યાખ્યાનમાળા | ૨૦૬ | ૦-૪-૦ |
| ૨ | ભજનસંગ્રહ ભાગ ૨ જો | ૩૩૬ | ૦-૮-૦ |
| ૩ | ભજનસંગ્રહ ભાગ ૩ જો | ૨૧૫ | ૦-૮-૦ |
| ૪ | સમાધિ સતકમ | ૩૪૦ | ૦-૮-૦ |
| ૫ | અનુભવ પચ્ચિસી, | ૨૮૮ | ૦-૮-૦ |

| | | |
|---|---|---|
| | ૩૧૫ | ૦-૮-૦ |
| ભજ[illegible] ભાગ ૪ થો | ૩૦૪ | ૦-૮-૦ |
| ૮ પરમ[illegible] પ્રતિ[illegible] | ૪૩૨ | ૦ ૧૨ ૦ |
| ૯ પરમા[illegible] [illegible]તિ | ૫૦૦ | ૦ ૧૨ ૦ |
| ૧૦ તત્ત્વબિંદુ | ૨૩૦ | ૦-૪-૦ |
| ૧૧ ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી ) | ૨૪ | ૦-૧-૦ |
| ૧૨-૧૩ ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદિપીકા | ૧૯૦ | ૦-૬-૦ |
| ૧૪ તીર્થયાત્રાનુ વિમાન ( આવૃત્તિ બીજી ) | ૬૪ | ૦-૧-૦ |
| ૧૫ અધ્યાત્મ ભજનસંગ્રહ | ૧૯૦ | ૦-૬-૦ |
| ૧૬ ગુરૂબોધ | ૧૭૨ | ૦-૪-૦ |
| ૧૭ તત્ત્વજ્ઞાનદિપીકા | ૧૨૪ | ૦-૬-૦ |
| ૧૮ ગહુંલીસંગ્રહ | ૧૧૨ | ૦-૩-૦ |
| ૧૯ શ્રાવક ધર્મસ્વરૂપ ભાગ ૧ લો (આવૃત્તિ ત્રીજી) | ૪૦ | ૦-૧-૦ |
| ૨૦ " ભાગ ૨ જો (આવૃત્તિ ત્રીજી) | ૪૦ | ૦-૧-૦ |
| ૨૧ ભજન પ સંગ્રહ ભાગ ૬ ઠ્ઠો | ૨૦૮ | ૦ ૧૨ ૦ |
| ૨૨ વચનામૃત | ૩૦૮ | ૦ ૧૪ ૦ |
| ૨૩ યોગદીપક | ૨૬૮ | ૦ ૧૪ ૦ |
| ૨૪ જૈન ઐતિહાસિક રાસમાળા | ૪૦૮ | ૧-૦-૦ |
| ૨૫ આનંદઘન પદસંગ્રહ ભાવાર્થસહિત . | ૮૦૮ | ૨-૦-૦ |
| ૨૬ અધ્યાત્મ શાંતિ ( આવૃત્તિ બીજી) | ૧૩૨ | ૦-૩-૦ |
| ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો | ૧૫૬ | ૦-૮-૦ |
| ૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૯૬ | ૦-૨-૦ |
| ૨૯ કુમારપાલ ચરિત્ર (હિંદી) | ૨૮૭ | ૦-૬-૦ |
| ૩૦ થી ૩૪ સુખસાગર ગુરૂગીતા | ૩૦૦ | ૦-૪-૦ |
| ૩૫ ષડ્દ્રવ્ય વિચાર | ૨૪૦ | ૦-૪-૦ |
| ૩૬ વિજાપુર વૃત્તાંત | ૮૦ | ૦-૪-૦ |
| ૩૭ સાબરમતી કાવ્ય | ૧૯૬ | ૦-૬-૦ |
| ૩૮ પ્રતિજ્ઞા પાલન | ૧૧૦ | ૦-૫-૦ |

## નીચલા ગ્રન્થો પ્રેસમા છપાય છે

( ૧ ) કર્મયોગ ( ૨ ) પદસંગ્રહ ભાગ ૮ મો ( ૩ ) ગદ્યસંગ્રહ (૪) દેવચંદ્રજી (૫) જૈનગચ્છમત પ્રબંધ (૬) ધાતુપ્રતિમા લેખ સ